

# વિશ્વકર્મા

અને

# તેના વંશજો



લેખકઃ—આલ્ફ્રેડ એડવર્ડ રોબર્ટ્સ
(સીલોન)



પ્રકાશક
છ. મ. પુનાદર



ઇલેક્ટ્રીકથી સોના ચાંદીના પતરાં બનાવનાર
[illegible] છગનલાલ મગનલાલ—અમદાવાદ

# બે બોલ.

હિંદુસ્થાનનો સમાજ અનેક જ્ઞાતિઓથી બંધાયલો છે. એ જ્ઞાતિઓ એ સમાજના અંગો છે. એ જ્ઞાતિઓની ઉન્નતિએ સમાજની ઉન્નતિ અને એ જ્ઞાતિઓની પડતી એ સમાજની પડતી છે. સમાજના ઉત્કર્ષ અર્થે દરેક જ્ઞાતિએ પોતાનો ઉત્કર્ષ કરવો જોઇએ પંચાળ જ્ઞાતિએ હિંદુસ્થાનની જ્ઞાતિઓમાં અતિ મહત્તાવાળી છે. ઉદ્યોગ અને કળા કૌશલ્ય એ જ્ઞાતિના મુખ્ય બુદ્ધિ પ્રધાન ગુણો છે. પંચાળ જ્ઞાતિ વિશ્વકર્માના વંશજોની જ્ઞાતિ છે. અને વિશ્વકર્માના વંશજોની આ પંચાળ જ્ઞાતિની ઉદ્યોગ અને કળા કૌશલ્યના બુદ્ધિ પ્રધાન ગુણો હોવામાંજ સર્થકતા રહેલી છે. આપણો દેશ નિર્ધન છે ગરિબ છે અને દારિદ્રયથી પીડા તો છે એ વાત ખરી પરંતુ એમાં સદા સરકારનો દોષ અને વાંક કાઢવાથીજ દેશની નિર્ધનતા, ગરિબાઇ અને દરિદ્રતા દૂર થવાનાં નથી પણ મારા નમ્ર મત પ્રમાણે તો સરકારની મદદની અપેક્ષા તો ખરીજ પણ તેની સાથે ઉદ્યોગ-કળા-કૌશલ્ય પ્રધાન ગુણોવળી વિશ્વ કર્માના વંશજોની પંચાળ જ્ઞાતિએ પોતાનું બરાબર ભાન કરી લેવું જોઇએ અને પોતાનું કેવું ગૌરવ છે અને સમાજના જીવનમા પોતાની કેટલી મહત્તા છે તે વંશજોએ બરાબર સમજવું જોઇએ અને પછી પોતાના ઉત્કર્ષ માટે પૂરતો પ્રયાસ આરંભવો જોઇએ આ જ્ઞાતિના ઉત્કર્ષ અને તેથી દેશની આર્થિક સ્થિતિનો ઉત્કર્ષ પણ સ્વાભાવિક રીતે થવાનોજ.

હું જાતે પંચાળ જ્ઞાતિમા જન્મ્યો છું એ જ્ઞાતિની કાંઇક સેવા મારે હાથે થાય એવા ઉદ્દેશથી મેં સીલોનના પ્રસિદ્ધ વિદ્વાન લેખક મી. આલફ્રેડ એડવર્ડ રોબર્ટસની કસાયલી કલમથી લખાયલા વિશ્વકર્મા અને તેના વંશજો એનામના પુસ્તકનું ગુજરાતી ભાષાતર મેળવી અને છપાવી પ્રસિદ્ધ કર્યું છે. આ મારો ઉદ્દેશ કેવળ જ્ઞાતિ અને તેની દ્વારા સેવાનો છે. મેં કોઈ રીતે આ પુસ્તક કમાણીને અર્થે છપાવી પ્રસિદ્ધ કર્યું નથી એની જે કીંમત રાખી છે તે માત્ર એવાજ અન્ય કામોને અંગે રાખી છે. હું ઉમેદ રાખું છું કે આ ઉપયોગી પુસ્તકને પંચાળ જ્ઞાતિ તેમજ અન્ય સમાજ ખરીદી મારા કાર્યને જરૂર આભારી કરશે.

આ પુસ્તકની અંદર જે ન્યાતિ બંધક વિચારો છે તેની સાથે હું ંમત નથી માત્ર તે સિવાયના મનન કરવા યોગ્ય અને ઉમદા જે વિચારો ે. તેજ મને ગ્રાહ્ય છે. આ તો મારો અભિપ્રાય છે. પણ સમાજ પોતાને ોગ્ય લાગે તે અભિપ્રાય બાંધી શકે છે અને ધારણ કરી શકે છે, આ ુસ્તકની અંદર સીલોનમા વસતી પંચાળ જાતિના અંગે જે શબ્દો વાપર્યા ે તે શબ્દો આપણી ભારતીય પંચાળ જાતિને નિયોજી લેવા.

આ પુસ્તકને સરળ અંગ્રેજીમાથી ગુજરાતીમા ભાષાંતર કરી આપનાર ી પુષ્કરરાવ સાકરલાલ દેશાઇનો તેમજ આ પુસ્તકના પ્રુફ તપાસવા વગેરેનો પરિશ્રમ કરનાર, પંચાળ જ્ઞાતિનો ઉત્કર્ષ ઇચ્છનાર પં. ક્ષેમશંકર ણછોડભાઇ શર્માનો અમે અંતઃકરણથી આભાર માનીએ છીએ કેટલીક રકનોને લઇને આ પુસ્તકમા ઘણી ત્રુટિઓ રહી ગઇ છે તેને માટે આશા છે જન સમાજ ક્ષમા આપશે,

આસ્તોડિઆ મ્હોંપોળ
મદાવાદ તા. ૧૦-૧૧-૨૫ } પ્રકાશક
છગનલાલ મગનલાલ પંચાલ.



॥ ॐ ॥

॥ विश्वकर्मणेनमः ॥

# વિશ્વકર્મા

અને

# તેના વંશજો.

મૂળ લેખકઃ—આલફ્રેડ એડવર્ડ રોબર્ટસ (સીલોન)

ભાષાંતર કરાવી પ્રસિદ્ધ કરનાર

છગનલાલ મગનલાલ પંચાલ

આસ્ટોડીઆરોડ. અમદાવાદ.


| | | |
|---|---|---|
| પ્રથમાવૃત્તિ<br>પ્રત ૧,૦૦૦ | સર્વ હક્ક સ્વાધીન. | સંવત ૧૯૮૨<br>સને ૧૯૨૫ |

મૂલ્ય આઠ આના.

# પ્રસ્તાવના.

---

જગતના ઇતિહાસમાં આજ સુધીમાં જણાયેલી કોઈપણ માનવજાતિ સિંહાલીઝ જાતિ કરતાં વધારે વિભક્ત અગર અંદર અંદર વધારે કુસંપ ધરાવનારી નહિ હોય.

આ કુસંપનું કે જે તેઓની જાહોજલાલી અને પ્રગતિને માટે અત્યંત જોખમ સમાન છે તેનું કારણ ધાર્મિક મતભેદો અગર રાજકીય વિખવાદો નથી પરંતુ તેનું ખરૂ કારણ તો ખોટી અર્થહિન જ્ઞાતિ ભેદની પ્રથાજ છે. આ દુષ્ટવસ્તુ એટલી બધી પ્રબળ છે—આ ન્યાયાસનો પર પણ આક્રમણ કર્યું છે એને અત્યન્તન્યાયના ઝરાને વિષમય બનાવી દીધા છે. આટલેથીજ નહિ અટકતાં તે આગળ વધ્યું છે. આજ્ઞાતિભેદની અસર ધર્માચાર્યો ના આશ્રમમાં પણ થઇ છે. અને તેઓએ ખુદ ધર્મને અત્યંત મહત્વની (ગંભીર) બાબતોમાં એ જ્ઞાતિપ્રથાનું સળ ઘાલવાના સાધન રૂપ બનાવ્યો છે.

બીજા ધર્મની વાત બાજુએ મુકીએ પણ સીલોનના કેટલાંક બુદ્ધ ધર્માચાર્યોની બાબતમાં તો આ બાબત જોવામાં આવે છે-જ. જ્યારે તેઓના આદિના આચાર્ય અને પ્રભુ ભગવાન બુદ્ધ જ્ઞાતિ ભેદની હાનિકારક પ્રથા ઉપરથી ઉભા થતાં વિનાશકારક પરિણામો જાણી જઇને આ સામાજીક વિટંબણાનો ઉપદેશ અને પ્રત્યક્ષ ઉદાહરણોદ્વારા ધ્વંસ કરવા માટે આખુ જીવન વ્યતીત કર્યું ત્યારે તેમનાજ અનુયાયીઓ પછી ભલે તેઓ સીયામી, રમણ્ણા અગર અમરપુરા સંપ્રદાયના હોય પણ તેઓની શાસ્વત અપકીર્તિ માટે એટલું તો કહેવું પડશે કે તેઓ આ શાપ સ્વરૂપ સામાજીક બંધારણને જીવતું રાખવામાં ખાસ સાધનરૂપ નિવડયો છે, જો ધર્માચાર્યોજ આવા હોય છે. તો પછી બીજા સામાન્ય માણસોનું તો પુછવુંજ શું !

સીલોનમાંની તમામ જ્ઞાતિઓ પૈકી વેલ્લાલો ઘણા કજીઆ ખોર (ઝઘડાખોર) છે, તેઓ પોતાની જાતને એવી શ્રેષ્ઠ પંક્તિપર મૂકે છે કે જે શ્રેષ્ઠતાના અંશને માટે પણ તેઓ અધિકારી નથી તેમજ તેઓમાં તે માટેની લાયકાતની આછી છાયા સરખી પણ નથી આદ્વિપ (સીલોન)માં વસતી બીજી જ્ઞાતિઓની લાગણીઓને અત્યંત અપમાન (દુઃખ) લાગે અને તેઓના હિતને ભારે જોખમ માં લાવી મૂકે એવાં પુસ્તકો તેઓએ રચ્યાં અને પ્રસિદ્ધ કર્યાં છે.

આ તમામનું સ્વભાવિક પરિણામ એવું આવ્યુ કે તે લોકોની આવી બે કાળજી અને નિરાદરથી ઉશ્કેરાઇને બીજી જ્ઞાતિઓને પોતાના માથાપર ઝઝુમી રહેલા ભયને પૂરેપૂરો ખ્યાલ પામી ગઈ અને તેઓ પોતાની સામાજીક સ્થિતિ અને પદવીનું સંરક્ષણ કરવા નિકળી પડયા અને તેઓએ પોતાની નિન્દા કરનારાઓના પુસ્તકોનું નિરિક્ષણ કરવા માંડયું જેમાંથી જણાઇ આવ્યુ કે તેઓની પોતાની જ્ઞાતિ માટેની મોટી મોટી બડાશો તથા બીજી જ્ઞાતિએ વિષેના મૂર્ખ બકવાદો એ તમામ તેઓના અભેદ્ય અને શુષ્ક અજ્ઞાન તથા અક્ષમ્ય દંભનું પરિણામ છે.

આ રીતે નિન્દાને પાત્ર બનેલી જ્ઞાતિઓમાં વિશ્વબ્રાહ્મણ જ્ઞાતિનો પણ સમાવેશ થાય છે. આપણા આ ન્હાનાદ્વિપ (સીલોન)માં વસતી બીજી કોઈ પણ જ્ઞાતિ વધારે શાન્ત, વધારે સંતુષ્ટ અને બ્રિટિશ રાજ્યને વધારે વફાદાર નથી પોતાના તકદીરથી સંતુષ્ટ રહીને તથા પોતાની જ્ઞાતિના ઉદ્‌ભવની ઉચ્ચતાનો પુરેપુરો ખ્યાલ હોવાને લીધે તેઓએ પોતાના પ્રતિસ્પર્ધીઓની અપમાન સૂચક સુચનાઓ તરફ યોગ્ય તિરસ્કાર અને બેપરવા વર્તન રાખ્યું હતું પણ જ્યારે તેઓએ જાણ્યું કે જેમ તેઓ વધારે શાન્ત રહેતા હતા તેમ તેમ તેમની ખોદણી કરનારાઓ વધારેને વધારે ઝેર ફેલાવતા જતા હતા; તથા જ્યારે તેઓને માલમ પડયું

કે આમ ઘણા લાંબા સમય સુધી પોતાના સામા પક્ષે કલ્પી લીધેલા સત્ય પરથી કરેલા ઉલ્લેખો સામે પોતે શંકા નહિ ઉઠાવવાની પ્રથા અનુસરે તો તે વિરોધીઓના ઉલ્લેખો સાચાજ મનાવા લાગે; તથા જ્યારે તેઓને એવો ભય લાગ્યો કે આમ નિરંતર મોન ધારણ કરવાની રીતથી એ તદ્દન ખોટા તર્કો, હાસ્યજનક ઉલ્લેખો તથા બીલકુલ પાયા વગરના આક્ષેપો તરફ પોતાની સંમતિ છે એવું ગણી લેવામાં આવશે; અને જ્યારે તેમને એમ લાગ્યું કે આ અધમ પ્રકારની બદનામી ગમે તેવી ખોટી હોય તે છતાં પણ જો તેનો ફેલાવો થવા દેવામાં આવે અને જો તેની સામે કાંઈપણ લડત ચલાવવામાં ન આવે તો કદાચ તે પોતાની (વિશ્વકર્મા) જ્ઞાતિના સામાજીક મોભાને ભારે જોખમ કર્તા થઇ પડે; તથા તેઓની તમામ પ્રગતિ ગુચવણમાં આવી પડે ત્યારે આ જ્ઞાતિમાં જ્ઞાતિના સામાન્ય હિતને જોખમમાં નાખનાર એ ભય ભરેલી પરિસ્થિતિ સામે જાગૃતિ પ્રગટી અને તેને પરિણામે તેના તમામ વર્ગોમાં અગાઉ કદી નહિ જોવામાં આવેલું ઐકય ઉત્પન્ન થયું આ રીતે ઉભો થએલો સંઘ. "વિશ્વબ્રહ્મવંશ વિનિશ્ચય" નામની નાની ચોપડીને પ્રગટ કરવા માટે જવાબદાર છે. આ પુસ્તકનો ગુજરાતીમાં અર્થ એવો થાય છે કે '**વિશ્વકર્મા જ્ઞાતિની સમીક્ષા**' આ પુસ્તક સાદી અને સરળ ભાષામાં લખાયલું છે અને તેમાં કોઈપણ વિવાદાત્મક પ્રશ્નો નો ઉલ્લેખ કર્યા વિનાજ વિશ્વકર્મા જ્ઞાતિના ઉદ્ભવનું વર્ણન કરવામાં આવ્યું છે. આ પુસ્તકથી આપણા દેશની વિચાર શ્રેણી પર ભારે અસર થઈ છે વિશ્વકર્મા જ્ઞાતિને હલકી પાડવા માટે તથા તેને ધૃતકારી કહાડવા માટેના બીજી જ્ઞાતિઓએ પ્રચાર કરેલા નિંદાત્મક સાહિત્ય ઉપર આના વડે તુરતજ અંકુશ મુકી દેવાનો છે.

તોપણ આ પુસ્તકમાં એક એ ઉણપ છે કે તે સીંહાલીઝ ભાષામાં લખાયલું હોવાથી તેમાં વર્ણવામાં આવેલી બીનાઓને

જેઓ ફકત અંગ્રેજી ભાષાદ્વારાજ પોતાના વિચારો અને લાગણીઓની લેવડ દેવડ કરવા માંગતા હોય તેવા લોકોમાં તેનો પ્રચાર થઈ શકતો નથી તે ખોટ પુરી પાડવા માટે આ લઘુ પુસ્તક લખવામાં આવ્યું છે. તેની પાછળ બે પ્રકારનો આશય રહેલો છે પ્રથમ વિશ્વબ્રાહ્મણ જ્ઞાતિની ઉતપત્તિ, ચઢતી અને પડતીનુ લંબાણ વિવરણ કરવા વિશ્વબ્રાહ્મણ જ્ઞાતિના શત્રુઓએ કાંઇપણ વિચાર કર્યા વિના તે જ્ઞાતિ સામે ઝેર ફેલાવવા માટે જે કાંઇ ખોટા અને અનુચિત આક્ષેપો મૂકયા છે તેનો વિરોધ કરીને તેનું ખંડન કરવા આ પુસ્તક રચાયું છે. અને આને લીધે કોઈ કોઈ વાર પ્રસંગાનુંસાર આડા રસ્તાપર ચઢી જઈને પ્રતિપક્ષની માન્યતાઓ સુધારવાની અને તેઓને આવા ખોટા આક્ષેપો કરતાં અટકાવી દેવા સંબંધીની બાબતોમાં ઉતરી જવું પડયું છે. શિલ્પીની કળા અને ગોત્રીની અન્વેષણા અહીં ભેગી કરીને સરખાવામાં આવી છે. વળી આ પુસ્તકના પાનાઓમાં અત્યંત ઉપયોગી સામાજીક, રાજદ્વારી, ઐતિહાસિક અને ધાર્મિક બાબતોનો મોટો સંગ્રહ કરેલો જોવામાં આવશે. અત્યારના પંડિતોને ઘણોજ મોહ પમાડતા માનવજાતીના ઉદ્દભવનું વિવેચન થોડા પાનાઓમાં કરવામાં આવ્યું છે અને થોડા પાનાં સીલોનની ગોવીગામા જ્ઞાતિના ઉદય યાને પ્રગતિના વર્ણન માટે રોકવામાં આવ્યાં છે.

આ પુસ્તકના કેટલાંક પાનાઓમાં જુદી જુદી જાતના કેટલાક એવા વિષયો ચર્ચવામાં આવ્યા છે કે જેથી પ્રસ્તુત વિષય સાથે વિરોધી તત્વનો આભાસ થાય પરંતુ આ પુસ્તકમાં કોઇપણ સ્થળે પોતાનો આશય નજર બહાર જતો રહ્યા નથી અગર તો કોઈપણ જાતના નીતિ નિયમનો બાધ ગણનારા દુષ્ટ માણસોએ પોતાની નીચ વૃત્તિને લીધે કરેલી નિંદાઓ સામે વિશ્વબ્રાહ્મણ જ્ઞાતિનો બચાવ કરવાનો હેતુ પડતો મૂકવામાં આવ્યો નથી.

વિશ્વબ્રાહ્મણ જ્ઞાતિનો ઉદ્દભવ અને તેનાં હરજાત વિષે આ પુસ્તકના જે ભાગમાં વર્ણન કરવામાં આવેલું છે તે ભાગ ખાસ સંભાળ પૂર્વક ચર્ચવામાં આવેલો છે.

કોઈ પણ જ્ઞાતિની પ્રશંસા અને મહાત્મ્ય ગમે તેવા પાયા દાર મુદ્દાઓથી કરવામાં આવ્યા હોય છતાં પણ જો તે પ્રશંસા અને મહાત્મ્ય તેજ જ્ઞાતિમાં ઉત્પન્ન થએલા માણસે કર્યાં હોય તો તે બડાશો અને ખોટી ફુલાશો જેવાંજ માનવામાં આવે છતાં પણ તેણે તો નિશ્ચિંતજ રહેવું જોઇએ કારણ કે એ તમામ પ્રશંસાઓ ફક્ત પોકળ પાયા વગરના ઉદ્ગારો સ્વરૂપજ નહિં હોતાં કદી પણ ખંડનના થઇ શકે તેવાં વિસ્તૃત અને મુદ્દામ સત્વોને આધારેજ કરવામાં આવેલી છે. અને આ બાબતના સંબંધમાં તો આ પુસ્તકમાં ટેકો આપનાર પ્રમાણ વચનો ટાંકી તે વચનોની મર્યાદાથી એક તસુ પણ દૂર ખસતું નથી. આ તમામ પ્રમાણ વચનોની પ્રતિષ્ઠા, પ્રતિભા અને મહિમાને લીધે વિશ્વબ્રાહ્મણ જ્ઞાતિને આખા જગતમાં સર્વથી ઉત્તમ અને અત્યંત મહિમા વાન સ્થળ પ્રાપ્ત થાય છે.

(આ પુસ્તકનો ગૂઢ રૂપે રહેલો અંતિમ આશય આપણા દેશીભાઇઓના હૃદયમાં જ્ઞાતિપ્રથાની પાછળ રહેલી મૂર્ખતા અને જોખમનું તથા જ્ઞાતિ પ્રથા પર પ્રાણ ઘાતક અને હંમેશને માટે નો એક ફટકો મારવાનો હેતુ આ પુસ્તકમાં રહેલો છે આ કામ ઘણુંજ મોટું અને અઘરૂં છે પણ જો સિલોનના લોકોની પ્રગતિ અને તેઓનું કલ્યાણ એ સાધ્ય કરવા યોગ્ય વિષયો હોય તો ખરેખર આ કાર્ય ગમે તે ભોગે પાર પાડવું જોઈએ અને જ્યાં સુધી તે પાર પડે નહિં ત્યાં સુધી આ દેશની જુદી જુદી જ્ઞાતિ એકત્ર થઈને એક સંગઠીત અને સમષ્ટિભૂત સમૂહ બનવા પામે નહિ ત્યાં સુધી તેઓનું સામાજીક ઐક્ય અને રાષ્ટ્રીય પુનર્જીવનની આશા સ્વપ્નવત્—મૃગજળવત્ છે.

**આલફ્રેડ. ઈ. રોબર્ટસ.**

  

# વિષયાનુક્રમ.

# વિશ્વકર્મા અને તેના વંશજો.

## પ્રકરણ ૧ લું.

### માનવ જાતનું આર્યકુળ.

સજીવ સૃષ્ટિની ઉત્ક્રાન્તિનું સર્વોત્તમ સ્વરૂપ. માનવજાતિએ સ્વભવથી તો માત્ર એક પ્રાણીજ છે. પ્રાણીમાત્રના જુદા જુદા અને વિવિધ પ્રકારના વિશિષ્ટ ગુણો વંશપરંપરાથી તેનામાં ઉતરી આવેલા છે. આ ઉપરાંત મનુષ્ય, સર્વની સામાન્ય માતા પૃથ્વીના બીજા સંતાનો જેવાંકે સમુદ્રમાંની વાદળી, પરવાળા વગેરે જીવન્ત વનસ્પતિ ગણ; સાપ જેવાં પેટે ચાલનારાં પ્રાણીઓ, સ્તનંધયો એટલે કે માતાને ધાવીને ઉછરનારાં પ્રાણીઓ એ તમામ સાથે સહબંધુ રૂપે થોડો ઘણો ભાગ ધરાવે છે, એ પ્રાણીઓ સાથે મનુષ્ય અસ્થિ અને સ્નાયુઓ, પાચનશક્તિ અન્ન પોષણ ક્રિયા. એ બાબતોમાં જે સામ્ય ધરાવે છે. તે ઉપરથી મનુષ્ય બીજા પ્રાણીઓ ( ભૂત બંધુઓ ) નો એક ભાંડુજ છે એમ સિદ્ધ થાય છે. માતાના ગર્ભાશયમાં ઉત્પત્તિ થયા પછી તે પ્રસવકાળે તેમાંથી જન્મ લેતાં સુધી મનુષ્ય ગર્ભ જે જુદા જુદા સ્વરૂપ ધારણ કરીને વિકાસ પામે છે, તે તપાસતા ઉપર જણાવેલી બાબતમાં વિજ્ઞાનની દ્રષ્ટિએ બીલકુલ સંશય રહેતો નથી એમ પુરવાર થાય છે. વિકાસના છેક મૂળથી આરંભીને તે સજીવ પદાર્થોની સર્વ અવસ્થાઓમાંથી તે પસાર થાય છે; અને એક પ્રકારના બીલકુલ આકાર વિનાના ઘટ્ટ ચીકણા દ્રવ્યથી માંડીને છેક બુદ્ધી પ્રધાન મનુષ્ય લગી, છેક નીચાથી તે છેક સર્વોત્તમ પદ સુધી પહોચી જાય છે.

આ પૃથ્વીના અસ્તિત્વના કયા સમય પહેલો માણસ ઉત્પન્ન થયો ? આ પૃથ્વીના ગોળાના પાર્થિવ ભૂપૃષ્ટના કયા વિભાગમાં

એણે પ્રથમ દેખાવ દીધો? આ સવાલો બુદ્ધિ પ્રધાન મનુષ્યોને ગહન વિચારનો અને અત્યંત રસમય વિષય થઈ પડયો છે. આ સવાલો અસંખ્ય શોધ ખોળના કારણ રૂપ થઈ પડયો છે, પરંતુ કોઈ પણ વિજ્ઞાન શાસ્ત્રી તેઓને સંતોષકારક જવાબ આપવા શક્તિમાન થયો નથી. થેઈલ્સથી માંડીને ક્યુકેશીઅસ સુધી, બ્યુફોનથી લીએલ સુધી અને લેમાર્કથી ચાર્લ્સ ડાર્વિન પર્યતના તમામ વિદ્વાનોએ પોતાની નિષ્ફળતા કબુલ કરી છે. જ્યારે વિજ્ઞાન શાસ્ત્રના અગ્રગણ્ય મહાર્થીઓ આમાં નિષ્ફળ નિવડયા છે ત્યારે કુદરતના રહસ્યને મનુષ્યની કલ્પનાથી છુપાવી દેતું અંધકારનું તે ગાઢ આવરણ કોઇ બીજા કોઈ જન્મશે એવું કેમ કરી મનાય? વિજ્ઞાનની એકંદર શોધ-ખોળો મધ્ય એશિઆમાં વિષુવવૃત્તની પાસે માનવ જાતિની ઉત્પત્તિ થઇ હતી એવી વ્યર્થ કલ્પના કરતાં વિશેષ આગળ જઈ શકી નથી, પણ યુરોપ, એશિઆ, આફ્રીકા અથવા અમેરીકા, ગમે ત્યાં તેની ઉત્પત્તિ થઈ હોય પણ પ્રારંભનો મનુષ્ય એક ઘણો વિચિત્ર માણસ હતો એ વાત નિર્વિવાદ રીતે સાબીત થઈ છે.

પરંપરાથી ઉતરી આવતી પૌરાણિક અને દંતકથાઓના અંધકારમય કાળ સુધી ઇતિહાસને પાછો ઠેલીએ તો માલમ પડે છે કે તમામ જુની પ્રજાઓ શરૂઆતમાં જંગલી દશામાં હતી. ઝાંખા ભૂતકાળમાં જેમ જેમ આપણે ઉંડા ઉતરતા જઇએ છીએ અને ઘણાંજ પુરાતન કાળ સુધી પહોંચીએ છીએ તેમ તેમ માણસની સંસ્કૃતિનો દરજ્જો હલકો અને હલકો લાગતો જાય છે, અને આખરે પશુ અને મનુષ્ય વચ્ચે તફાવત ભૂંસાતો જાય છે અને અન્તે માણસ પશુમાં લય પામે છે.

કોકેશીઅન જાતિના ગર્ભમાં કેટલીક જાતના એવા સામાન્ય લક્ષણો છે. કે જે જન્મ્યા પછી તે જાતિમાં દ્રષ્ટિગોચર થતાં નથી તે જોઇને અને વાનરકુળ સાથે કોકેશીઅન જાતિ કેટલું બધું સામ્ય ધરાવે છે તેનો ખ્યાલ આવતાંજ લેમાર્કે એવો આશ્ચર્યજનક તર્ક ઉભો કર્યો છે કે માણસ ઉરાંગમાંથી ઉત્પન્ન થયો છે,

પહેલા જે અસ્પષ્ટ તર્ક માત્ર હતો તેણે ડાર્વિનના હાથમાં એક સિદ્ધનું સિદ્ધાંતનું રૂપ લીધું, અને હવે તે ભૂમિતિના એ ક્ષમ–સ્વતઃ સિદ્ધ પ્રમાણના જેટલાંજ સામર્થ્યવાળું એક ઉપેક્ષા ન કરી શકાય એવું શાસ્ત્રીય સત્ય બન્યું છે.

પણ ફક્ત બે સામાન્ય પૂર્વજોમાંથી મનુષ્યોની આજલગી જણાએલી તમામ જાતિઓની ઉત્પત્તિ થઈ એવું ખાત્રીથી કહી શકાય તેમ નથી. વિજ્ઞાનના જણાએલા સત્યોને આધારે આવો સિદ્ધાંત તદ્દન ઉડી જાય છે. મોગોલીઅન કોકેશીઅન અને નિગ્રો વગેરે મનુષ્ય જાતિના જુદા જુદા કુળના સર્વે મનુષ્યોમાં જે સમાનતા દેખાય છે તે ઉપરથી તેઓ બધા એક સામાન્ય વંશમાંથી ઉતરી આવેલાં છે એવી માન્યતાને બીલકુલ પુષ્ટિ મળતી નથી. મનુષ્યના દેહના વિવિધ અંગો સર્વમાં સામાન્ય રીતે સમાનજ આવેલાં છે, પરંતુ બીજી બાબતમાં જે ભિન્નતા અસ્તિત્વ ધરાવે છે તે એવી સ્પષ્ટ રીતે દેખાઇ આવે તેવી છે કે એક સામાન્ય મૂળ પુરૂષમાંથી ઉત્પત્તિ થવાનો સંભવ જરાપણ રહેતો નથી, આ બધી હકીકત સાથે આપણને શું સંબંધ છે? એ હકીકતનું પ્રયોજ એટલુંજ છે કે કોઇપણ જાતના આધાર વિના પોતાની ઉત્પત્તિ ઉચા મૂળમાંથી થએલી માનીને દાંભિક જ્ઞાતિ પ્રથાના મિથ્યા અભિમાનથી છલકાઇ જતી આ માનવ જાતિની હલકી ઉત્પત્તિ માલમ પડી આવે.

બીજો સવાલ એ કે પૃથ્વીના બહારના પડના બંધારણના કયા સમયમાં માનવ કુળની વિવિધ જાતિઓની ઉત્પત્તિ થઈ? વિજ્ઞાન આ બાબતમાં પણ સંતોષકારક જવાબ આપી શકવાની પોતાની અશક્તિ કબુલ કરે છે. પ્રાણીઓ અને વનસ્પતિના અશ્મિભૂત અસ્થિ અવશેષ ઉપર આધાર રાખીને ભૂસ્તરવિદ્યા આ ઉત્ક્રાન્તિનો કાળ એવા સમય સુધી લઈ જાય છે. કે જે સમય સાથે પ્રમાણભૂત ગણાતો ઇતિહાસકાળ સરખાવતાં તે એક નિમિત્તમાત્ર જેવોજ લાગે છે. આ ભૂતળ ઉપર માનવજાતિનો પ્રથમ

અવતાર થવાનો કાળ ગમે તેટલો પુરાતન હોય તો પણ ઇતિહાસમાં તેમને પહેલવહેલું સ્થાન જે સમયે મળ્યું તે સમયે તેઓ મધ્ય એશીઆના ઉચ્ચ પ્રદેશોમાં વસતા હતા. આ લોકો પાછળથી ઇતિહાસમાં "આર્ય" એવા નામથી ઓળખાયા આ નામ "अहॄ" એટલે બે વસ્તુઓને સાથે જોડવી અગર ગોઠવવી એવી સંસ્કૃત ધાતુ ઉપરથી નીકળ્યો છે. તેઓ પાછળથી આર્યાવર્તમાં આવી વસ્યા. એ આગળ ઉપર સિદ્ધ થશે એ પ્રમાણે **તેઓ વિશ્વ બ્રહ્મ અથવા વિશ્વકર્માજ્ઞાતિના આદ્ય પુરૂષ ભગવાન વિશ્વકર્માના વંશજો હતા.** "

મનુષ્યોના આર્ય કુળના મુળ જથ્થાના નિવાસ સ્થાનનો નિર્ણય કરવામાં કોઇ પણ માણસ ફતેહમંદ થયો નથી. આ મહાન કુળનું મુળ રહેઠાણ ઇરાનમાં આવેલી ઇરાન નામની ખીણમાં હતું એવો મેકસમૂલરનો તર્ક છે, જેઓ એ મહત્વનું સ્થાન ગણવાનો હક્ક યુરોપ ધરાવે છે એવુ સમર્થ કરવા માગનારા વિદ્વાનો આ તર્કનો પ્રબળ વિરોધ કરે છે. યુરોપીય શોધખોળોને આધારે એટલુંજ શોધી કહાડવામાં આવ્યું છે કે પોતાના ગર્ભાશયમાં આર્યન ગર્ભ ધારણ કરનાર મૂળ ઉરાંગ મધ્ય એશીઆમાંના ઉષ્ણ કટિબંધમાં વસતું હતું.

આ માણસને વસતા યોગ્ય ભૂતળપર પોતાના પ્રથમ પ્રાદુર્ભાવ પછી પ્રાથમિક આર્ય લોકો તેમના આ ઉત્પત્તિ સ્થાનમાં કેટલાં સૈકા સુધી રહ્યાં તે નક્કિ કરવું ગણત્રી બહારનું કામ છે. એટલું તો નિશંક છે. કે આપણા પ્રથમ આર્યપૂર્વજના જન્મ અને તેના વંશજોનું તે સ્થાનમાંથી નિષ્ક્રમણ એ બે વચ્ચે અસંખ્ય યુગો પસાર થઇ ગયા હશે. વળી તેઓ આમ વિખરાઈ ગયા ત્યારે ઉંચા પ્રકારની સંસ્કૃતિને પામ્યા હતા એ બાબત પણ આના જેટલીજ ચોક્કસ છે. તેઓને કેવા પ્રકારની દારૂણ વિપત્તીને પરિણામે અગર કેવા વિકટ અનિવાર્ય કારણને લીધે મધ્ય એશીઆના ઉચ્ચ પ્રદેશોમાં આવેલા તેમના સુંદર નિવાસ સ્થાનને છોડી દઇ અજાણ્યા દેશમાં અને નહિ અનુભવેલા હવાપાણીવાળી

ભૂમીમાં વસાહત શોધવા નીકળવાની જરૂર પડી હશે. તે આપણે જાણતા કે કહી શકતા નથી. કદાચ ઇતિહાસમાં સ્પષ્ટપણે નહિ જણાએલી કોઈ ભયંકર હોનારતનુંજ આ પરિણામ હશે.

તેમના નિવાસ સ્થાનનો વિનાશ અને તેમના મુલકમાંથી તેમનું પ્રમાણ ખ્રીસ્તની પૂર્વે પંદરસો વર્ષ પહેલાં થએલું મનાય છે. આ એક તર્ક માત્રજ છે. આ બિના અતિ પ્રાચિન કાળમાં બનેલી છે. અને ભયાનક બનાવને માટે કોઈ પણ જાતનો સમયનો નિર્ણય કરી શકાય એમ નથી. બધા ચિન્હો તપાસતાં એમ જણાઈ આવે છે કે કોઇક અણધાર્યા ઉત્પાત અને એકાએક આવી પડેલી આફતને પરિણામે તેઓ આમ વિખરાઇ ગયા. આ ઉત્પાત અને આપત્તિ જોઇને લોકો એટલા બધા ગભરાઈ ગએલા હોવા જોઇએ કે તેઓને એકદમ પલાયન કરી જવામાંજ સલામતી લાગી એમ સ્પષ્ટ જણાઈ આવે છે. **આ મહાન વિપ્લવ વખતે તેઓએ સંસ્કૃતિનો સારો હિસ્સો મેળવ્યો હતો.** પ્રયાણ કરતાં પ્રવાસિઓના એક સમુહે પશ્ચિમના પ્રદેશોમાં પ્રવેશ કર્યો. અને યુરોપમાં હેલાસ અથવા ગ્રીસ દેશમાં આવી વસ્યો. યુરોપીઅન સંસ્કૃતિનું પહેલું પગરણ ગ્રીસ દેશમાં મંડાયું. સંસ્કૃતિનો આ વિદ્યુત્ પ્રવાહ પશ્ચિમ તરફ ફેલાતાં રોમ, સ્પેન, અને ફ્રાન્સ ઉપર ઝળકી ઉઠયો, પરંતુ સમસ્ત જગત્‌ની ઇર્ષાને પાત્ર સ્વતંત્રતાની ભૂમી ઇંગ્લાંડમાં આ પ્રવાહે જેટલું ચેતન રેડયું અને શક્તિ પ્રસારી તેટલું દુનિઆ ભરના બીજા કોઈ પણ દેશમાં કર્યું નથી.

મદ્રાસના ડોકટર પલનીએન્ડી કહે છે કે "પાછળથી હેલેનીસ એવા નામથી ઓળખાએલી આપણા પૂર્વજોની તે શાખાએ કલાત્મક સૌન્દર્ય અને રસની ઉત્કૃષ્ટ સંપૂર્ણતામાં જેનો જોટો પણ જડી શકે નહિ એવી સર્વોત્તમ કુશળતા સ્થાપત્ય અને શિલ્પમાં મેળવી; અને તેવીજ રીતે હિન્દમાં આવી વસેલી આપણા પૂર્વજોની આ શાખાએ જો કે તેમનું સ્થાપત્ય અને શિલ્પ જુદી પ્રથા અને પ્રકારનું હતું તો પણ તેમાં એટલીજ

સારી નામના મેળવી છે.” ‘ ઇન્ડો–આર્યન્સ ’ એ નામના પોતાના પ્રખ્યાત પુસ્તકમાં રાજેન્દ્રલાલ મિત્ર કહે છે કે “જે આર્ય લોકો હિન્દુસ્તાનમાં આવ્યા તેઓમાં પોતાના ગ્રીક બંધુઓ જેટલુંજ બુદ્ધીબળ હતું. તેઓએ પોતાના કરી લીધેલા મુલકમાં ત્હેનો કેટલો ઉપયોગ કર્યો હતો તે જોવાનું બાકી છે. પણ મહાન અશોકના સર્વોત્કૃષ્ટ કારીગરીવાળા અને અર્થસૂચક રીતે કોતરેલા સ્તુત્યો ઉપરથી એટલું તો નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે કે તે પ્રતાપી અને સમૃદ્ધ સમ્રાટની પૂર્વે ઘણા સમય અગાઉ પત્થરનું શિલ્પ કામ હિંદુઓને માલુમ હતું.”

ઉત્કૃષ્ટ સૌન્દર્યની ઉત્પત્તી અને સંસ્કારિત ભાવોનું નિરૂપણ એ સર્વદા યુરોપની કળાનો હેતુ થયો છે. વીનસ ડી મેડીસીઝ પ્રેકસી ટીલીસની એફ્રોડાઇટ્સ, અને મીલોની વીનસ એ તેના દાખલા છે.*

બીજી બાજુપર, એશીઆની કળા શારિરીક વિરૂપતા અને બેડોળપણાના આલેખન સુધીના બીજા છેડા સુધી વિકાસ પામી છે. જગન્નાથ, વિષ્ણુ, ગણપતિ, અને બીજા એવા હિન્દુ ધર્મના દેવતાઓના બેડોળ રૂપો આના ઉદાહરણ રૂપ છે

ઘાટ વગરના અત્યંત ઉગ્ર અને જોતાંજ ક્ષોભ ઉત્પન્ન કરે એવા કદરૂપા અને ધિક્કાર પાત્ર રૂપોના આલેખન કરવામાં બુદ્ધિ-

*પ્રેકસીટીલીસની એફ્રોડાઇટિસ પ્રાચીનકાળનું સર્વથી પ્રખ્યાત બાવલું છે, ને મહાન શિલ્પકાર પાસેથી પુરાણા કનીડીઅન લોકોએ તે પુતળું ખરીદ કર્યું હતું. બાઇથીનીઆના રાજાના ઇકોમીડીસે આ લોકોનું રાષ્ટ્રિય દેવું ચૂકવી આપવાની સરતે તે બાવલું વેચાતું માગ્યું હતું પણ તેઓએ તે વેચવાની ના પાડી હતી. પાછળથી આ બાવલું કોન્સ્ટન્ટીનોપલ લઇ જવામાં આવ્યુ હતું. સા તે ઇ. સ. ૮૦ ની સાલમા જસ્ટીનીઅનના રાજ્યકાળમા લાગેલી મોટી આગમાં નાશ પામ્યું હતું. આવી ઉમદા અમૂલ્યનો આ કેટલો બધો શોકજનક અંત આવ્યો! ઇતિહાસમા જણાએલી સર્વોત્કૃષ્ટ સુંદરી ફ્રાઇનિ નામની ગ્રીક વેસ્યાના મોહક આકાર ઉપરથી આ બાવલું બનાવવામાં આવ્યુ હતું. આ સ્રીના તેના વ્યભિચાર માટે આથેન્સની

બળમાં જે અસામાન્ય દુર્વ્યય કરવામાં આવ્યો હતો. તેને પરિણામે શિલ્પકારની સૌન્દર્યની ભાવના અને દૃષ્ટિને વિકૃત કરી નાખે એવી મીઠી અસર થઈ. ખરેખર, આ વિકાર એટલો દ્રઢ થયો કે ઉપાસના અને ભક્તિની સર્વથી પવિત્ર મૂર્તિઓના રૂપને લાવણ્ય અને સૌન્દર્યથી વિભૂત કરવાના તેઓના પ્રયાસોમાં સંપૂર્ણ નિષ્ફળતા અને નિરાશા પ્રાપ્ત થઈ

બૌદ્ધ લોકોના મંદિરોમાંની ભગવાન બુદ્ધની ભક્તિપૂજાના ચિન્હ જેવી 'ઉદ્દેશક' રૂપની પ્રતિમા તરફ નજર કરીએ. આ પ્રતિમાના શરીરના જુદા જુદા અવયવો વચ્ચે જે બેહદ વિષમતા છે. તેનાથી કપિલ વસ્તુના તે સૌમ્ય, નીતિ પરાયણ અને બુદ્ધિશાળિ મહર્ષિ ભગવાન બુદ્ધને અપમાનજ પહોંચે છે. ઘાટ વગરનું પ્રભાવહિન મસ્તક, મુર્ખતા ભરેલા અને તેજોહિન ભવાં, તીણું ઘાતકી નાક, રાતા વિલાસી ઓઠ, મોટી અને આગળ ઉપસી આવતી આંખો,–આ એક વ્યભિચારી અને નીચ પિશાચ જેવા મુખના અધમ અને અણવિકસ્યા ચિન્હો છે. પ્રેમમય, શાન્તમૂર્તિ અને નમ્રતાના અવતાર સ્વરૂપ ભગવાન બુદ્ધને આમાનું કાંઇ પણ યોગ્ય નથી. 'લાઈટ ઓફ એશિઆ' નામના ગ્રંથમાં તેમનું નીચે મુજબ વર્ણન કરેલું છેઃ—

"પૃથ્વી. સ્વર્ગ, તથા નર્ક; ત્રૈલોક્યે તુલ્ય કો નહિ;
શ્રેષ્ઠ, પૂજ્ય, મહાજ્ઞાની; બોધિસત્વ દયામય!

---

રાજ્યસત્તા તરફથી કામ ચલાવવામા આવ્યુ હતું. હાઇપેરીડીસ નામનો પ્રસિદ્ધ વકતો તેનો બચાવ કરવા હાજર થયો હતો. જ્યારે ન્યાયાધિશો તેની તપાસ ચલાવવા બેઠા ત્યારે હાઇપેરીડીસે એકજ રીતે બચાવ કર્યો. તેણે તેને કંમર સુધી નગ્ન કરી અને કહ્યું તમારામાં શક્તિ હોય તો અંજાશો નહિં ન્યાયાધિશોએ જે સૌન્દર્ય જોયું તે એટલું તો મનોહર હતું કે તેઓએ તેને તરત છોડી મૂકી. એથેન્સના રંગીલા જુવાનીઆઓએ પાછળથી તેના માનમા અઢળક ખર્ચ કરીને એક ચોખ્ખા સોનાનું પુતળુ બનાવ્યું. ઈતિહાસમા આવું સન્માન બીજુ કોઇપણ મનુષ્ય મેળવવા ભાગ્યશાળી થયું નથી નીતિની શિથિલતા અને સ્ખલન હોવા છતાં પણ સૌન્દર્ય કેટલો અમલ ચલાવે છે!

નિર્વાણ શાસ્ત્ર સંપૂર્ણ, નિર્મ્યું સદ્ધર્મ ધોરણ,
ઉપદેશ્યું ગુરૂરૂપે, બોધિસત્વ દયામય !"

જાપાનની બુદ્ધની પ્રતિમા એક આબેહૂબ જાપાનીઝ માણસની આકૃતિ છે, ચીનમાંની બુદ્ધપ્રતિમા તેજ જાતીના રૂપ રંગવાળી હોય છે, બ્રહ્મદેશની બુદ્ધની પ્રતિમા એક સર્વાંશે મોંગલ જાતિનો મનુષ્ય છે અને સીયામના લોકોની બુદ્ધની પ્રતિમા, પીળી જાતના લોકોનો એક કઢંગો નમુનો હોય છે, ખરેખર, આ મૂર્તિઓ અમુક ધોરણને તો અવલંબીને રચવામાં આવી છેજ. તેઓ તે જાતિઓના પ્રતિબિંબ રૂપ છે. પણ સિંહાલીઝ લોકોનો બુદ્ધ તો એક કદ્રુપો દ્રાવીડ છે, કદાચ સીલોનના અધઃપાતના સમયમાં હિન્દુ સમાજની અધમ શ્રેણીમાંથી આ નમૂનો લેવામાં આવ્યો હશે. ઝીનોફિનસ એક ઠેકાણે લખે છે કે, "જો સિંહ અને ઘોડા કોઈક સર્વ શકિતમાન વ્યક્તિમાં માનતા હોય અને તે દેવની એકાદ પ્રતિમા પોતાને માટે બનાવવાની તેઓમાં શકિત હોય તો તેઓ પોતાની જાત પ્રમાણે સિંહ કે ઘોડાના રૂપની કલ્પના કરીને મૂર્તિ ઘડી કહાડે." આ કથન કેટલું બધું સચોટ છે ? જો બૌદ્ધ લોકોને તેમના મહાન દેવતાના સ્મરણ ચિન્હ તરીકે કોઇ સ્થૂલ પ્રતિમાની જરૂર હોય તો શારિરિક સૌંદર્ય અને આકર્ષણ ધરાવનાર તરીકે ખ્યાતિ પામેલા તે પવિત્રાત્માના સુંદર રૂપને કાંઇક અંશે પણ મળતી આવે એવી પ્રતિમા તેમણે ઘડી કહાડવી જોઇએ. વસ્તુ સ્થિતિ જોતાં તો આપણને એમ જણાઈ આવે છે કે અત્યારની બુદ્ધની પ્રતિમાઓ આ અપ્રતિમ મહર્ષિ અને તેના ભકિતપરાયણ અનુયાયીઓ બન્નેને લજ્જાસ્પદ છે.

યુરોપના પંડિતોને તેઓની માથાકુટ કરતા પડતા મૂકીને આપણે આપણા આર્ય પૂર્વજોના મૂળ નિવાસસ્થાનની બાબતમાં હિન્દુઓ પોતે શું કહે છે તે જોઇએ. આપણા પૂર્વજોએ વારસામાં મૂકેલું સંસ્કૃત સાહિત્ય આપણા પુર્વજોના મૂળસ્થાન તરીકે મહામેરૂને વર્ણવે છે. મહામેરૂનો ધાતુગત શબ્દાર્થ મોટો પહાડ એવો થાય છે, આ પહાડ ભૂગોળ ઉપર કયા સ્થળે આવેલો

હોવો જોઈએ તે સોધી કહાડવાના વિદ્વાનોના પ્રયાસો બીલકુલ નિર્થક નિવડયા છે. અને તેથી તેઓ એવું ગણે કે કદાચ મહામેરૂની વાત કોઈક ભ્રમણા, કવિની કલ્પના, દંતકથા અગર હિન્દુઓની અગાધ કલ્પનાએ રચી કહાડેલું ગંજાવર કલ્પનાચિત્ર હોવું જોઈએ અને તેવી જાતનો કોઈપણ પ્રદેશ અસ્તિત્વમાં કદાચ હોય પણ નહિ. વિરાટ રૂપવાળું જે કાંઇ હોય તેને મહામેરૂ સાથે સરખાવવામાં આવે છે, વધારે આર્વાચીન કાળના પંડિતોનું કહેવું એવું છે કે મહામેરૂ તે આપણી પૃથ્વી સિવાય બીજું કાંઈજ નથી એટલે કે આ પૃથ્વીનેજ મહામેરૂ કહેવામાં આવે છે. આ નિરાકરણ માનવા લાયક છે કારણ માણસની સમજ શકિતને થકવી નાંખી ગુંચવડામાં ગોથાં ખવાડે એવી ઘણીખરી મુશ્કેલીઓનો આ રીતે ખુલાસો થઇ જાય છે.

**"વિશ્વકર્મા જ્ઞાતિના એક પૂર્વજ ત્વષ્ટા પ્રજાપાતએ આ મહામેરૂ પર્વતપર 'તેજોવતિંપુર' નામનું પોતાનું તેજસ્વી શહેર બાંધ્યું હતું,"** તેની પડોશમાં શ્વેતભૂમિ અને શ્વેતદ્વિપ હતા. આ કયા પ્રદેશો હતા અને કયાં આવેલા હતા તે કોઈ પણ માણસ કહી શકે તેમ નથી.*

સર્વથી પ્રારંભમાં આવેલા આર્ય પ્રવાસીઓ કાશ્મીરની ભૂમિ ઉપર આવીને પહેલ વહેલા વસ્યા હશે એમ માલમ પડે

---

* પ્રોફેસર વિલ્સન કહે છે કે શ્વેત ( સફેદ ), શ્વેતાશ્વ ( સફેદ ઘોડાવાળો ), શ્વેત શિખા ( ધોળા વાળવાળો ) અને શ્વેત લોહિત ( સફેદ લોહીવાળો ) એવા નામવાળા ચાર શૈવધર્મી બ્રાહ્મણોની એક મંડળી શ્વેતદ્વિપ ( સફેદ ટાપુ ) પર ગઈ હતી એમ મનાય છે.

પ્રોફેસર વેલર એમ માને છે કે શ્વેતદ્વિપ એ સિરિઆના ખ્રિસ્તિઓની એક વસાહત હતી કે જ્યા આ બ્રાહ્મણોએ જ્હેોવાહની ઉપાસના કરનારા ગોરા લોકોને જોયા. અને તે બ્રાહ્મણોની મારફત અહિંના હિન્દુઓને ઇસુ ખ્રિસ્તીની દંતકથા મળી કે જે કથા પાછળથી હિન્દુઓએ પોતાના ધર્મમા મેળવી દીધી. આ એક સ્પષ્ટ રીતે જણાઈ આવે તેવી ગોલ કલ્પિત કલ્પનાજ છે.

છે. કાશ્મિર શબ્દ એ 'અંધકારનો નાશ' એવા અર્થવાળા સંસ્કૃત શબ્દ 'प्रकाश तिमिर'નું ટુંકું રૂપ છે, બીજા શબ્દોમાં બોલીએ તો આનો અર્થ એવો થાય છે કે કાશ્મિરનો અંધકાર છેદવા માટે ત્વષ્ટા પ્રજાપતિ, જેને વિષે આગળ વારંવાર ઉલ્લેખ થશે, તે પોતાના જ્યોતિર્મય શહેરમાંથી ત્યાં આવી વસ્યો હતો. આ શબ્દોમાં આવો ગુપ્ત અર્થ રહેલો નહિ હોય? શું આને આપણે હિન્દી સંસ્કૃતિનો ઉષઃકાલ ગણી ના શકીએ? આ કલ્પનામાં રહેલી સત્યતાના ઘણા પુરાવાઓ હવે પછીના પાનાઓમાં આવેલી માહિતીમાંથી મળી આવશે.

---

## પ્રકરણ ૨ જું.

## ભગવાન વિશ્વકર્મા.

આજે કમલાર કંસાલા, પંચાલ તરચ્ચ, આચાર્ય, વિશ્વબ્રહ્મ, દેવબ્રહ્મ, દેવકમલાર અને નવન્દન્નો નામથી ઓળખાતી વિશ્વકર્મા જ્ઞાતિના આર્ય પૂર્વજ—વિશ્વકર્મા જ્ઞાતિના હેરોસ ઈપ્નિમોસ—ભગવાન્ વિશ્વકર્મા હતા. તે ભૂ અથવા ભૂવન એટલે કે પૃથ્વીના પુત્ર હતા. આ ઉપરથી એમ સમજાય છે કે તેમની મહત્તાને લીધે દેવત્વ પ્રાપ્ત થએલું છે તેમને સમસ્ત વિશ્વના સર્વશ્રેષ્ઠ શિલ્પકાર ગણવામાં આવે છે. તે એક સર્વ શક્તિમાન દેવનું પદ ધરાવે છે. ખ્રીસ્ત ધર્મ ગ્રંથમાં જણાવ્યું છે કે પેટમોસના દ્વિપમાં જયારે જીહોવાહે જહોનને દેખા દીધી ત્યારે તેના વાળ બરફ સમાન શ્વેત હતા. આંખો એ ભભૂકતી જ્વાળાઓ જેવી હતી. અને ત્હેના મુખમાંથી એક તીક્ષ્ણ બેધારી તરવાર બહાર આવતી હતી. (રેવીલેશન. ૧–૧૬.) આ દેવ સ્વભાવે ઘણો દ્વેષી છે. અને પિતાના અપરાધ માટે તેના સંતાનોને ત્રણ ચાર પેઢી સુધી ડંડે છે. એવા નિષ્ઠુર દેવના આલેખનને છાજે તેવુંજ તેનું ઉગ્ર સ્વરૂપ કલ્પવામાં આવ્યું છે. બીજા હાથપર

ભગવાન વિશ્વકર્માનું સ્વરૂપ વધારે કાવ્યમય છે. અત્યંત કાવ્યમય અને સંપૂર્ણ રીતે સુઘટીત કલ્પનાના પરિણામે તેમનું સ્વરૂપ કલ્પી કહાડવામાં આવ્યું છે. તેમને પાંચ મસ્તક છે. અને દરેક ઉપર મુગટ ધારણ કરેલો હોય છે. રોમન કેથોલીક સંપ્રદાયના મહાન ધર્માધ્યક્ષનો મુગટ અમુકજ જાતની ત્રણ કાંગરીઓવાળો હોય છે, કે જે મુગટની બાબતમાં થોડાજ સમય અગાઉ સાર્ટો અને રમ્પોલા વચ્ચે જે તકરાર થઈ હતી તેમાં સાર્ટોને વિજય અને મહત્વાકાંક્ષી રમ્પોલાને પરાજય તથા નિષ્ફળતા પ્રાપ્ત થયાં હતાં. તે મુગટ માફક કાંઇ ભગવાન વિશ્વકર્માને અમુક નિયત કરેલા આકારવાળો મુગટ ધારણ કરવાનો નથી પરંતુ તે દેવત્વ પામેલો પુરૂષ ચાર અગર છ કાંગરીવાળો, જેવો રૂચે તેવો, મુગટ ધારણ કરી શકે છે. તેમના પાંચે મુખને સદ્યોજાત વામદેવ, અઘોર તત્પુરૂપ અને ઇશાન એવા જુદા જુદા પાંચ નામો આપવામાં આવ્યા છે. અને આ પાંચ મુખમાંના દરેકમાંથી એકકેક પુત્રની ઉત્પત્તિ થઈ છે. સદ્યો જાતમાંથી મનુ, વામદેવમાંથી મય, અઘોરમાંથી ત્વષ્ટા, તત્પુરૂષમાંથી શિલ્પી તથા ઈશાનમાંથી વિશ્વજ્ઞનો ઉદ્ભવ થયો. આ પાંચે પુત્રોને અનુક્રમે સાનગ, સનાતન, પ્રત્ન, અહભૂન અને સુપર્ણ ઋષિઓને નામે પણ ઓળખાવામાં આવે છે. ખરેખર આમાં કાંઇક રહસ્ય પર્ણ, ગહન અને સંજ્ઞાત્મક અર્થ રહેલો હોવોજ જોઇએ. જેઓની ચક્ષુઇન્દ્રિયે એકજ મસ્તકવાળા પ્રાણીઓને જોઇને ટેવાઈ ગઈ છે તેઓને મન એક પંચમુખી પુરૂષનું સ્વરૂપ એક અદ્ભુત ચમત્કાર જેવુંજ લાગે, વળી જયારે આગળ વધીને એવું કહેવામાં આવે છે કે તેમના આ પાંચ મુખમાંના દરેકમાંથી એક એક પુત્રનો જન્મ થયો ત્યારે તો તે બીના બેવડી આશ્ચર્યકારક થઈ જાય છે. આ બાબતનો ખુલાસો માત્ર કલ્પનાના તરંગો શિવાય બીજા કશાથી આપી શકાય તેમ નથી મનુષ્યના મનની તે શક્તિ [ કલ્પના—શક્તિ ]ને મર્યાદા હોતી નથી. રોમન લોકોના જે ન્યુસને બે મસ્તક હતા; કતર ગામના કન્દ સ્વામિને છ મુખ અને બાર

હાથ હતા; ગ્રીક લોકોના બ્રીઆરીઓસને સો હાથ હતા. પુરૂષ સૂક્તની પ્રથમ ઋચામાં ઇશ્વરને 'સહસ્રાક્ષ' એટલે કે હજાર આંખોવાળો વર્ણવેલો છે. આ બધી કલ્પનાઓ સંજ્ઞાત્મક છે. અને દરેક લક્ષણ સાથે એક એક સંજ્ઞાને જોડી દેવામાં આવે છે. નેત્રોની અધિકતાને લીધે દ્રષ્ટિની તીક્ષ્ણતાનું સૂચન થાય છે અને પુષ્કળ હાથો કાર્યદક્ષતા સૂચવે છે. આતો એક વિચારનું મૂર્તિમંત અને સમજી શકાય તેવું રૂપ છે. આદમ અને હવાએ મના કરવામાં આવેલું ફળ ખાધું. તે જમાનાથી મનુષ્ય જાતિની ઉત્પત્તિ કેવી રીતે કરવામાં આવે છે તે તમામ લોકો જાણે છે. તેથી ભગવાન વિશ્વકર્માના પાંચ પુત્રો તેમના પાંચ મુખમાંથી પ્રગટ થયા એમ કહેવું એ અર્થહિન અને વિચિત્ર લાગે છે. જન શાસ્ત્રને આધારે જાણવામાં આવેલા સર્વ સત્યોની વિરૂદ્ધની આ ઉત્પત્તિની કલ્પના છે પુરાતન કાળના મનુષ્યોના મનની એક ખાસિયત હતી કે સાંકેતિક ભાવવાળી ભાષા વાપરવી, અગાધ કલ્પના-! કલ્પના એ ત્હેનું પ્રધાન અંગ હતું, અને આવી કલ્પનાનેજ પરિણામે ભગવાન્ વિશ્વકર્માને પાંચ મુખ આપવામાં આવ્યાં છે. પુરાતન કાળના આ પુરૂષ ભગવાન વિશ્વકર્મા ઘણા પૂજ્ય ગણાતા. ઋગ્વેદમાં એમના પુષ્કળ સ્તુતિ ગાનો છે. તેમાં તેમને સર્વ શક્તિમાન કિર્તાર તરીકે વર્ણવ્યા છે. પુરાણો અને મહા ભારતમાં તેમની મહતા વધી ગઈ છે એ વાત ખરી છે. પરંતુ આ પુસ્તકો વેદોના મહત્વમાં ઘણા ઉતરતા દરજ્જાના છે. અને વળી તેઓ વિશ્વકર્માઓના વંશપરંપરાના શત્રુઓ ગો-બ્રાહ્મણોના પુર્વજોએ રચેલા છે, આટલા ઉપરથીજ આ નિન્દાનો ખુલાસો મળી જાય છે. તે સૂર્યવંશી હતા; અને આ વંશ સર્વ વંશોમાં શ્રેષ્ઠ છે. અને વિશ્વકર્મા જ્ઞાતિના તમામ માણસો તેમના વંશજો હોવાને લીધે તેઓ તે ઉચ્ચ વંશનાજ ગણાવા જોઇએ. આ બાબત વિષે વધારે વિવેચન પછીથી કરીશું. અહિં તો આપણે ભગવાન વિશ્વકર્માની પદવી, અને પુરાતન લોકો તેમની તરફ જે ભક્તિભાવ ધરાવતા, તે ઉપર જરા વિવેચન કરીશું.

હિબ્રુ ગ્રંથકારો જગતની ઉત્પત્તિ જેહોવાહને હાથે થઈ હતી એમ કલ્પે છે ત્યારે હિન્દુ તત્વવેત્તાઓની એક શાખા ભગવાન વિશ્વકર્માને કર્તાના પદનું માન આપે છે.

नभूमि नजलं चैव ।
न तेजो न च वायवः ॥
न चाकाश न चितंच ।
न बुद्धयाघ्राण गोचराः ॥
न च ब्रह्मा न विष्णुश्च ।
न च रुद्रश्च तारकाः ॥
सर्व शून्य निरालंब ।
स्वयंभू विश्वकर्मणः ॥

'તે સમયે પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, ઘ્રાણશકિત, ઇન્દ્રિયો, બુદ્ધિ, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, તારાઓ એ કાંઈ પણ ન હતું. માત્ર ખાલી જગ્યા હતી—શૂન્યકાર હતો અને સ્વયંભૂ વિશ્વકર્મા હતા.'

આ પ્રમાણે લગભગ ઋગ્વેદ જેટલાજ પ્રાચીન ગ્રંથ 'મૂલસ્તંભ'માં વર્ણન કરેલું છે, તે ગ્રંથમાં ભગવાન વિશ્વકર્માને સર્વ દિશામાં ચક્ષુઓ વાળા સર્વ દિશામાં મુખોવાળા, સર્વ દિશામાં હાથ અને પગ ધરાવનારા આલેખવામાં આવ્યા છે, તે સર્વજ્ઞ, સર્વસાક્ષી અને દ્યાવા પૃથ્વીના સૃષ્ટા છે. સમસ્ત દેવ મંડળને તે સત્તા આપે છે અને તમામ ભૂતમાત્રને જ્ઞાનનો ઉપદેશ પામવા તેમનું શરણ લેવું પડે છે, વિશ્વકર્મા જ્ઞાતિના આદ્યપૂર્વજ ભગવાન વિશ્વકર્મા પ્રતિ આટલો બધો આદર ભાવ દર્શાવવામાં આવતો. બીજા હિન્દુ દેવતાઓ માફક તેમનું મુખ રૌદ્ર, ક્રુર, અને બીહામણું જણાતું નથી. તેમના મુખપર અગાધ શાન્તિ અને કરૂણા

એ ખાસ લાક્ષણિક ચિન્હો છે. એવું કહેવામાં આવે છે કે બ્રાહ્મણો બ્રહ્માના મુખમાંથી; ક્ષત્રિયો બાહુમાંથી, વૈસ્યો (જંઘા) પ્રદેશમાંથી અને શૂદ્રો ચરણુથી ઉત્પન્ન થયા. અત્રે વર્ણવેલો **બ્રહ્મ અને ભગવાન વિશ્વકર્મા એ બે એકજ હોઈ આ વિશ્વના સ્વયંભૂ અવ્યક્ત સરજનહાર છે."**

## પ્રકરણ ૩ જું.

## ભગવાન વિશ્વકર્માના પાંચ પુત્રો.

ભગવાન વિશ્વકર્માના પાંચ પુત્રો તેમના મુખમાંથી ઉત્પન્ન થયા હતા. એમ કહેવામાં આવે છે. અને તેથી તેઓ બ્રાહ્મણ હતા. પરંતુ પાયા વગરના માત્ર કાલ્પનિક ઉલ્લેખો બાજુએ મુકી આપણે સ્વયંવેદના જેવા સર્વ શ્રેષ્ટ પ્રમાણમાંથી એ બાબતના સમર્થન માટે ફકરા ટાંકી બતાવીશું.

**ऋग्वेदं मनुश्चैव ।**
**यजुर्वेदं मयस्तथा ॥**
**त्वष्टानां सामवेदंच ।**
**अथर्वण शिल्पी कस्तथा ॥**
**विश्वज्ञः प्रणव वेदं च ।**
**पंच वेदान्तु ब्राह्मणा ॥**

"મનુ ઋગ્વેદનો કર્તા હતો, મય યજુર્વેદનો, ત્વષ્ટા શામ વેદનો, શિલ્પી અથર્વણ વેદનો અને વિશ્વજ્ઞ પ્રણવ વેદનો કર્તા હતો. આ પ્રમાણે પાંચ વેદકારો બ્રાહ્મણો હતા."

અમે તેજ ગ્રંથોમાંથી બીજો ફકરો આગળ ધરીશું કે જેથી તેઓની જ્ઞાતિ અને ધંધાનો નિર્ણય થઈ જાયઃ—

अयो मनु ऋग्वेदम् ।
मयो दारु यजुस्तथा ॥
ताम्रं त्वष्टा रजा सामम् ।
शिला शिल्पी अथर्वणः ॥
विश्वज्ञः स्वर्णकः प्रणवम् ।
पंच ब्रह्मणा विधीय ते ॥

"મનુ જે લોહકાર હતો તે ઋગ્વેદનો કર્તા હતો યજુર્વેદનો કર્તા મય એક રથકાર (સુથાર) હતો, સામવેદનો કર્તા ત્વષ્ટા એ તામ્રકાર (કંસારો) હતો, અથર્વ વેદનો કર્તા શિલ્પી (સલાટ) હતો. અને પ્રણવવેદનો કર્તા વિશ્વજ્ઞ એ સુવર્ણકાર (સોની) હતો. એ રીતે પાંચે વેદકારો બ્રાહ્મણ હતા એમ જાણવું.

હવે વિજયંતમાંથી એક ફકરો ટાંકીશું જેને આધારે કોઈ પણ જાતના સંશય કે શંકા વિના વિશ્વકર્મા જ્ઞાતિના લોકો બ્રહ્મના વંશજો છે એ હકીકતને સિદ્ધ કરે છેઃ—

ससर्जिता ब्रह्म पुरा हि लोकम्
पूर्वा ग्नियाम्य दिग्देश व्याप्तम् ।
तदन्य भूतानि बलानि नच्छिरवम्
सत्या दविच्छेद प्रजापतिभ्यः ॥

'ઘણા પ્રાચિન કાળમાં બ્રહ્મ જે પૂર્વ, અગ્નિ અને દક્ષિણ દિશામાં શાસન કરતાં હતાં તેમણે આ જગત્ સરજ્યું. આ જગત્માં મુગટો (ઘુંમટો અથવા શિખરો) રચવા માટે બ્રહ્મ શિવાય બિજા કોઇ પણ દેવતાઓ અસમર્થ અને અજ્ઞાત હતા. ખરેખર આ મુગટો (ઘુંમટ અથવા શિખરો) બનાવનાર જ્ઞાતિ સીધી બ્રહ્મથી ઉતરી આવેલી છે.

ભગવાન વિશ્વકર્માના આ પાંચ સંતાનોજ ફકત જન્મથી બ્રાહ્મણો નથી પરંતુ **વિશ્વકર્મા જ્ઞાતિના તમામ માણસો**

**જેઓને ભગવાન વિશ્વકર્માના પુત્રો હોવાનો અને તે નામથી ઓળખાવાનો હક્ક છે, તે તમામ લોકો જન્મથી બ્રાહ્મણો છે.** બ્રાહ્મણો બ્રહ્મના મુખમાંથી ઉત્પન્ન થએલા છે, તે સર્વથી પહેલા જન્મેલા એટલે અગ્રજન્મા છે અને તેઓ વેદોને ધારણ કરે છે. તેથી તે પોતાના અધિકારથીજ સર્વ વર્ણનો પ્રભુ છે. [ મનુ. ૧. ૯૩. પૃષ્ટ. ]

'જગદ્દગુરૂ' એટલે કે આખા જગતને ઉપદેશ આપનાર એ માનનીય પદવી મેળવવાનો ફક્ત વિશ્વકર્મા જાતીના મનુષ્યોનોજ હક્ક છે. ( વિન્સ્લોની ડિક્ષનેરી ) ત્રાવણકોરના વિશ્વ વિખ્યાત શંકરાચાર્ય કે જેમણે બુદ્ધ ધર્મનાજ તત્વો ઉપર રચાએલો તથા જુદા સ્વરૂપે પ્રચાર કરવામાં આવેલો અદ્વૈત વાદનો સિદ્ધાંત પ્રતિપાદન કર્યો છે તેમણે મછલી પટ્ટમ મુકામે 'જગદ્દગુરૂ' તરીકે પોતાને જાહેર કર્યા. દક્ષિણ હિન્દના દેવ કમલારો જેઓ પોતાના આ જગદ્દગુરૂના પદ માટે ખાસ દુરાગ્રહ રાખે છે. તેઓએ પોતાની આગવી માલીકીની આ પદવી ધારણ કરવાનો ખોટો દાવો કરનાર આ આચાર્યને આ પદવી કયા અધિકારથી ધારણ કરી હતી તે જણાવવા કહ્યું. ત્યારે તે વિખ્યાત તત્વજ્ઞે નીચેનો શ્લોક કહી સંભળાવ્યો.

**आचार्यः शंकरो नाम ।**
**त्वष्टा पुत्रो न संशयः ॥**
**विप्रकुल गुरु दिक्षा ।**
**विश्वकर्मान्तु ब्राम्हणः ॥**

મારૂં નામ શંકરાચાર્ય છે અને હું ત્વષ્ટાના વંશમાં ઉતરી આવેલો છું. હું અહિં વિપ્રોને ઉપવિત ધારણ કરવાના અધિકાર સંબંધી ઉપદેશ કરવા આવ્યો છું. હું વિશ્વકર્મા જાતિનો બ્રાહ્મણ છું. (શંકર વિજય) વિશ્વકર્મા જ્ઞાતિના લોકો બ્રાહ્મણ છે. એના સમર્થન માટે આ કોઈ પણ રીતે ખંડન ન થઈ શકે તેવો સબળ પુરાવો છે.



# પ્રકરણ ૪ થું.

## રાજા મહાસામન્ત સૂર્યવંશનો હતો.

મનુ ભગવાન વિશ્વકર્માનો જ્યેષ્ઠ પુત્ર હતો. 'મનુ' એ નામ સંસ્કૃત ધાતુ **મન** એટલે 'વેદો જાણવા' અગર 'જાણવું' એ ધાતુપરથી નિકળ્યો છે. મેધાતિથિ કહે છે કે "મનુએ વેદોની ઘણી શાખાઓમાં પારંગત થએલ કોઇક વિશિષ્ટ વ્યકિત હતો." ગોવિન્દરાગ તેને પુરેપુરો સંમત છે અને કહે છે કે મનુએ એક મહર્ષિ હતો. કુલ્લુક ભટ્ટ મનુને વધારે મહાન અને ઉન્નત લક્ષણ યુકત ગણે છે. તે કહે છે મનુ તે પરબ્રહ્મનો આવિર્ભાવ એટલે અંશાવતાર હતો. વળી મનુને પોતાની નમ્રતાને લીધે રાજ સત્તા પામેલા એક રાજા તરિકે પણ વર્ણવામાં આવે છે. તેની આ નમ્રતાને લીધે આપણે તેને ઓળખીએ છીએ. તે પોતેજ રાજા મહાસામન્ત હતો. તેના વંશમાંથીજ સૂર્ય, ચોલા અને ચાલુક્ય વંશના પ્રખ્યાત પ્રતાપી વંશોનો ઉદ્‌ભવ થયો હતો. તે જાતે સૂર્યવંશજો અને વિશ્વકર્મા જ્ઞાતિનો લોહકાર (લુહાર) હતો. **રાજા વિજયથી માંડીને તે મહાસેન પર્યંતના તમામ મહાવંશના રાજાઓ પોતાનો ઉદ્‌ભવ આ સૂર્યવંશી લોહકાર (લુહાર) રાજા મનુનાવંશમાં થએલો હોવાનું જણાવે છે.** પરંતુ આ મહર્ષિ મનુ જેના આત્માની નિરવધિ કરૂણા અને અનંત ઔદાર્ય ને લીધે આખુ જગત્ હજીએ જેને આદર ભાવથી પુજે છે તેના પ્રતાપની સરખામણીમાં આ તમામ રાજાઓ અને સત્તાધીશો તદ્દન ઝાંખા, નિર્જીવ જણાય છે. અમે એમ પણ કહેવા માગીએ છીએ કે ભગવાન્ બુદ્ધ શાકયવંશના હોવાથી આ લોહકાર રાજા મનુના સીધા વંશજ હતા. જો કે વિશ્વકર્માના વંશજોએ હાલના ગો બ્રાહ્મણો અને ગોવીઓની ખટપટોને લીધે વિશ્વકર્માના વંશજોએ પોતાનુ પદ ગુમાવ્યું છે, છતાં પણ

હિંદુસ્તાનના કેટલાક વિભાગોમાં તેઓને ઘણું સન્માન આપવામાં આવે છે. તીરૂવન માલીના પવિત્ર તીર્થ અને યાત્રાના ધામમાં વિશ્વકર્માઓની ઉત્તરક્રિયા મરણ પામેલા બ્રાહ્મણની માફકજ કરાવવામાં આવે છે ઉત્તર હિન્દના કેટલાક વિભાગોમાં તો તેઓ શાસન કર્તા રાજાઓ છે મદ્રાસ અને સિલોન એ બન્ને દેશોમાં વિશ્વકર્માઓની જ્ઞાતિને હલકી પાડવા માટે એક એવી જ્ઞાતિના લોકો એકઠાં મળ્યાં છે કે જે જ્ઞાતિના લોકોને તે વિશ્વકર્માઓથી ઉત્તમ તો શું પરંતુ સમાન પણ ગણાવાનો હક્ક નથી. આનું રહસ્ય શું હશે ?

વિશ્વકર્મા જ્ઞાતિને કોઈ પણ જાતના કારણ વિના વગોવવા રચાયલા ગોવીઓના સમર્થ તરકટી મંડળોમાંજ આ રહસ્યનો ભેદ સમાએલો છે. અને વિશ્વકર્માઓની અલ્પ સંખ્યા અને તેઓમાં એક સંપીનો અભાવ હોવાથી તેઓને છુટકે કે ન છુટકે આ અપમાન સહન કરવું પડે છે. તો પણ તેઓ સાચા બ્રાહ્મણના પદનો તેમનો જન્મ સિદ્ધ અધિકાર ગુમાવી દેતા નથી કોઈક દિવસ એવો પણ આવશે જયારે તેઓ આળસ અને બે પરવા ત્યાગી ઉભા થશે અને ગોવીલોકોના ખટપટી મંડળો ના ગમે તેવા પ્રબળ વિરોધો હોવા છતાં પણ તેઓ પોતાનું તે પદ જાહેર કરી સ્થાપિત કરશે.

પૂર્વના વિદ્વાનોના ફકરાઓ ચૂંટી ચૂંટીને ટાંકવાનું હાલ મોકુફ રાખી આપણે પશ્ચિમના વિદ્વાનો કે જેઓ સ્વતંત્ર રીતે શોધખોળ ચલાવે છે. અને જેઓ બન્નેમાંથી એક પણ પક્ષ તરફ પક્ષપાતની લાગણીથી દોરાઇ જવાનો ભય નથી. તેઓ આ બાબત શું કહે છે તે જોઇએ.

એક સ્વતંત્ર અને તટસ્થ વૃત્તિનો ટીકાકાર કાડવોલ્ડરવેડી, બારીસ્ટર–એટ–લૉ, ૨૧ મી નવેમ્બર સને ૧૮૮૪ના મદ્રાસ ટાઈમ્સમાં વિશ્વકર્મા જ્ઞાતિ બાબત ઉલ્લેખ કરતાં કહે છે કે શિલ્પ અગર શ્રી મેસોનરી આ ઈલાકામાં બે હજાર વર્ષની

જુની છે, અને ત્હેની નિશાની સાંકેતિક ચિન્હો અને યંત્રો કેટલાક મંદિરોમાં કોતરેલા છે. આ જ્ઞાતિ શુદ્ધ બ્રાહ્મણ જ્ઞાતિ છે.

એજ ક્ષેત્રમાં કામ કરનાર બીજો એક નિષ્પક્ષપાત લેખક ડો-એ-સી બર્નેલ હાલમાં તાંજોરના રાજમહેલના પુસ્તકાલયમાંના મુલસ્તંભ નામના ઘણા પ્રાચીન કાળના એક હસ્ત લીખીત પુસ્તકને ઉદ્દેશીને કહે છે કે "આ પુસ્તક ઈશ્વર અને શન્મુખ વચ્ચેના રહસ્યમય સંવાદના રૂપમાં છે, અને ત્હેના પરથી એમ લાગે છે કે તેનો હેતુ કારીગરોની પાંચ જાતિમાંની દરેક જાત માટે એક એક એમ પાંચ વેદ છે, અને બ્રાહ્મણોના વેદ તે ખરા વેદ નથી."

બીજો એક નિષ્પક્ષપાત કામ કરનાર રેવર, જે-ઇ-પેડફીલ્ડ સાહેબ ક્રિશ્ચિયન કોલેજ મેગઝીન ત્રીજા પુસ્તકના (ભાગના) ૨૮૪મા પાનામાં નીચેનો ફકરો લખે છે "સુવર્ણકાર જ્ઞાતિ જેમાંના ઘણા ખરા સુતારો અને ત્રાંબા પિત્તળનું કામ કરનારા છે, તેઓ પણ બ્રાહ્મણ જ્ઞાતિના એક વર્ગમાંના છે. વેદો અને તેના કર્મકાંડની ક્રિયાઓમાં તેમનો સ્વતંત્ર હિસ્સો છે."

"હન્ટર. પોતાના હિન્દુસ્તાનના ઇતિહાસમાં આર્યલોકોની સંસ્કૃતિ વિષે લખતાં કહે છે કે, " વેદમાં વર્ણવેલી આર્ય જાતિઓ જુદી જુદી ધાતુઓથી માહેતગાર હતી. તેઓમાં સુતારો અને બીજા કારીગરો હોવા ઉપરાંત લુહાર, કંસારા, અને સોનીઓ પણ હતા."

પ્રમાણભૂત ગણાતા હિન્દી લેખકોમાં લાલ મિત્ર તેમના 'ઇન્ડો-આર્યન' પુસ્તકમાં આ ઉલ્લેખને સારો ટેકો આપે છે. આ બધા દાખલાઓનો સરવાળો કરતાં એટલુ નિર્વિવાદ રીતે સાબીત થાય છે કે વિશ્વકર્માજ્ઞાતિના લોકો નિ:શંક રીતે બ્રહ્મત્વ પામેલા વૈદીક બ્રાહ્મણોમાંથી ઉતરી આવેલા હોવાથી તેઓ જાતે પવિત્ર અને ખરા બ્રાહ્મણો છે. પણ આ નિષ્પક્ષપાત સાક્ષરોના પ્રમાણ પવિત્ર શાસ્ત્રોના પ્રમાણ આગળ હિસાબમાં નથી, અને આ

શાસ્ત્રોના સમર્થ સિદ્ધાન્ત પ્રમાણે વિશ્વકર્મા જ્ઞાતિનું બ્રાહ્મણ તરીકેનું પદ એવી સચોટ રીતે સાબીત થાય છે કે તેમના વંશપરંપરાના શત્રુઓ હિન્દના ગો બ્રાહ્મણો અને સીલોનના ગોવીઓના અર્થહીન આક્ષેપોથી તે પદ બીલકુલ ચળે એમ નથી.

પાછળથી મહાસમ્મત રાજા તરીકે ચૂંટી કહાડવામાં આવેલા લોહકાર મનુની જ્ઞાતિ વિષે કોઇ પણ વિચાર શીલ પુરૂષને હવે ખાત્રી થઇ હશે. વિશ્વકર્માના મુખમાંથી ઉત્પન્ન થએલો હોવાથી તે વિશ્વકર્મા જ્ઞાતિનો હતો. બ્રાહ્મણ હતો. વળી તે સૂર્યવંશ એટલે સુરજકુળનો હતો. અને ત્હેના વંશજોને પોતાના પુર્વજોના વંશના કહેવડાવવાનો હક્ક છે એ નીચે આપેલી સીંહાલીઝ કહેવત પરથી સાબીત થાય છેઃ—

"શુદ્ધ સૂર્યવંશ મનુકુલ (મહન્તી) ગુરૂનવન્દન્નો—એટલે કે મનુના વંશજો, મહન્તિના નવન્દન્નોનો શુદ્ધ સૂર્યવંશ"



## પ્રકરણ ૫ મું.

## વ્યાસના દગાથી મન્તોતી શહેરનું પતન.

મનુના વંશજો જેઓનો ઉલ્લેખ છેલ્લા ઉતારામાં કરવામાં આવ્યો છે, તેઓ "મહન્તી" (હાલમાં જેને "મન્તોતી"ને નામે ઓળખવામાં આવે છે તે) શહેરના સુવર્ણકારો હતા. ધી સીલોન ગેઝેટીઅરના ૧૫૮ માં પાનામાં કહેવામાં આવ્યું છે કે "મન્તોતી ગામ એરીપ્પોથી ૧૩ માઇલ ઉત્તરે, કોલંબોથી જાફના જવાના મુખ્ય રસ્તાપર આવેલું ઉત્તર પ્રાન્તનું એક ગામ છે." તેનાથી થોડા અંતરપર પુર્વ દિશામાં કેટલાંક પુરાતન ખંડેરો છે. લોક કથા એવુ કહે છે કે "સુવર્ણકારોની એક મંડળીના મકાનોના આ ખંડેરો છે." આટલી ટુંકી સૂચનાથી મહન્તી ગામનો અગર તેમાં વસતી મનુષ્યોની તે વિખ્યાત જાતિનો અગર જે રાજાઓ તેમનાપર શાસન કરતા હતા તેઓનો વાંચકને ભાગ્યેજ ખ્યાલ આવી શકે.

ખ્રીસ્તના જન્મ પુર્વે આસરે ૬૦૦ વર્ષ ઉપર વિશ્વકર્મા જ્ઞાતિના એક વિભાગે મહન્તી નગર સ્થાપ્યુ અને વસાવ્યું. તેઓ મનુના વંશજો હતા અને સૂર્ય વંશના હતા એ વાત ઉપર લખેલી સીંહાલીઝ કહેવત ચોક્કસ પુરવાર કરી આપે છે, પ્રખ્યાત વેદ વ્યાસ જેમનું પુરેપુરૂ નામ કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ હતું અને જે જાતે શૂદ્ર હતા, તેમણે આ શહેરના વતનીઓમાં આંતરકલહ પ્રગટાવ્યો. અને તેમણે રાજા વર્તુલ હારીને તેઓની સામે તરત પગલાં લેવા ઉશ્કેર્યો. રાજાએ કિલ્લાને ઘેરો ઘાલ્યો, તેનાપર હુમલો કરીને કબજે કર્યો અને તેને અગ્નિદેવને સ્વાધિન કર્યો. શહેર પડયું અને વિશ્વકર્માઓ વિખરાઈ ગયા. તેમનો સર્વ નાશ સંપુર્ણ કરવાને વ્યાસે તરાણે નામના ભારત વર્ષના કોઇક રાજાને વિશ્વ-કર્માઓના વેપારની વસ્તુઓ ઉપર કર નાંખવા પ્રેર્યો. વિશ્વકર્મા-

ઓએ આ અન્યાયી જકાતને તાબે થવાની દૃઢતાપુર્વક ના પાડી; અને કારણ એવું બતાવ્યું કે જે છપ્પન વિભાગમાં જંબુદ્વિપ વહેંચાયલો હતો તેમાં તેઓની સલાહ પ્રમાણે રાજ્ય ચાલતું ન હતું અને તેમણે કોઈ પણ જાતના કર અગાઉ ભર્યા ન્હોતા. તેઓના આવા વર્તનથી તરણિનું હૃદય તેમની તરફ વધારે કઠોર થયુ. અને તેણે તેઓને કેદમાં મોકલ્યા. પડોશમાં આવેલા એક શહેરના તજેઇ પટન્નાકરૂ નામના સુબાએ વિશ્વકર્મા તરફની આવી અન્યાયી વર્તણુકથી ક્રોધે ભરાઇને તરણિના કિલ્લાને ઘેરો ઘાલી તે સ્વાધીન કર્યો. અને તરણીને પોતાની અયોગ્ય રાજનીતિના બદલામાં જીંદગી ગુમાવવી પડી.

મહેન્તી શહેરનું પતન તે શહેરના વતની વિશ્વકર્માઓની રાજ્ય સત્તાને પ્રાણઘાતક ફટકા રૂપ થઈ પડયું. અનિષ્ટ કરનાર વ્યાસના આ દગા ભરેલાં કાર્યને પરિણામે એક નગરની પાયમાલી થઇ અને સૈકાઓના સૈકાઓથી ઉતરી આવેલા એક રાજ્યનો સદંતર વિનાશ થયો.



## પ્રકરણ છઠ્ઠું.

## વ્યાસને હાથે વિશ્વકર્માઓની ધાર્મિક સત્તાનો ઉચ્છેદ.

વિશ્વકર્માઓની રાજ્ય સત્તા આવી રીતે ઉખેડી નાંખીને તેમની ધાર્મિક સત્તાનો પણ ઉચ્છેદ કરવા તરફ ઋષિએ પોતાનું ધ્યાન દોર્યું. સુવર્ણકારો (વિશ્વકર્માઓ) પોતે એકલાજ સત્ય બ્રાહ્મણ હોવાનો દાવો કરતા અને તેથી તેઓ એકલા જંબુદ્વિપના રાજકુટુંબોના આધ્યાત્મિક સલાહકારો (પુરોહિતો) હતા. વિશ્વ-કર્માઓની આવી દ્રઢ સત્તા ઉથલાવી નાંખવાને વ્યાસે હવે ખટપટ આદરી.

સોરીનરાજ પરિમલન્ના સમયમાં સુવર્ણકારોને કાઢી મુકી પોતાને અને પોતાના કુટુંબને રાજકુટુંબના પુરોહિત તરીકે નીમવા વ્યાસે તે રાજાને સમજાવવા પ્રયત્ન કર્યો. ઋષિની આ ઈચ્છા સખતાઇથી ના મંજુર કરવામાં આવી તે પછી થોડાજ સમયમાં રાજાનું મૃત્યુ થવાને સબબે તેનો ભાઇ ગાદી પર આવ્યો. વ્યાસે નવારાજા પાસે પણ એવીજ મતલબની અરજ ગુજારી, અહિં પણ વ્યાસ નિષ્ફળ નિવડયો પણ તે હારથી તે વધારે ઉત્સાહથી પ્રયત્ન કરવા માટે પ્રેરાયો પરિમલન્ રાજાને કલિંગ નામનો એક અનૌરસ પુત્ર હતો. આ ચુવાન માણસ એક નામીચો ઉઠાવગીર હતો. અને કલિંગને આપેલા વચનમાં રહેલી નિષ્ઠુરતા તથા જે ભયંકર અપરાધ પાછળથી કરવામાં આવ્યો તે જોતાં વ્યાસ પણ ઓછો ધિક્કાર પાત્ર ન્હોતો. જો કલિંગ વ્યાસને અને તેના કુટુંબને રાજપુરોહિતની પદવી આપે તો રાજ્ય કરતાં રાજાનો વધ કરીને કલિંગને રાજ્ય ગાદી મેળ-વવામાં મદદ કરવાનું વ્યાસે કહ્યું. આમાં વ્યાસને સંપુર્ણ ફતેહ મળી. કલિંગે વ્યાસની મદદથી પોતાના કાકાનો વધ કર્યો અને સિંહાસન પ્રાપ્ત કર્યું, પણ દેશમાં સર્વમાન્ય ગણાતા પુરોહિતો વિશ્વકર્માઓને માઠું લગાડયા વગરજ વ્યાસને આપેલું વચન

પુર્ણ કરવા માટે યુવાન રાજાએ પ્રયત્ન કર્યો. તેણે ધર્મ સત્તાના અધિકાર અને સન્માન બન્ને પક્ષ વચ્ચે વહેંચવાનું કહીને સમાધાન કારક ફડચો લાવવા પ્રયત્ન કર્યો. અહિ તેણે નહિ ધારેલી દિશા તરફથી વિરોધ આવ્યો., વિશ્વકર્માઓએ તિરસ્કારથી આ માગણીનો અનાદર કર્યો. આવેશમાં કલિંગે વ્યાસને અને તેના કુટુંબને આ પદવી આપી. આનું પરિણામ ઘણું ગંભીર આવ્યું. લોકોએ જમીન ખેડવાની ના પાડી કારણ કે હવે વિશ્વબ્રાહ્મણો ધાર્મિક ક્રિયાઓ કરતા ન હતા, પણ વ્યાસ આ પ્રસંગને પહોંચી વળ્યો. તેણે રાજા પાસે એવું જાહેર કરાવ્યું કે જે લોકો તેઓનો પક્ષ લે તેઓને દક્ષિણ સંપ્રદાયના અને જેઓ વિશ્વ બ્રાહ્મણોનો પક્ષ લે તેઓને વામ સંપ્રદાયના ગણવામાં આવશે, મદ્રાસ ઇલાકાના મહાન સામાજીક વિપ્લવનું આ મૂળ છે, આ વખતથી વિશ્વ બ્રાહ્મણો અગર સુવર્ણકારોની પડતી શરૂ થઇ અને બીજી જ્ઞાતિઓના ચડતી અને આબાદીનો પ્રારંભ થયો.



## પ્રકરણ ૭ મું.

## મદ્રાસના વિશ્વકર્માઓ.

**મદ્રાસના** વિશ્વ બ્રાહ્મણોએ હિન્દુસ્તાનમાં અગ્રપદ ભોગવવા માટે હાલના બ્રાહ્મણો સાથે સંપૂર્ણ ગૌરવભરી અને જુસ્સા ભરી લડત સૈકાઓથી ચાલુ રાખી છે. વેલ્લાલો અને તેટલાંજ સામાજીક દરજ્જાના બીજાઓ સાથે સરસાઈ કરવાનું તેઓએ તુચ્છકારી કહાડયું છે. તેમની લડત હાલના જમાનાના ગો બ્રાહ્મણો સાથેજ સદાકાળથી ચાલતી આવેલી છે. આ વાતને હંટર સંપૂર્ણ રીતે ટેકો આપે છે. તે ઇતિહાસકાર કહે છે કે "દક્ષિણ હિન્દમાં બ્રાહ્મણોના અધિકાર સામે સુવર્ણકારો સદાકાળ સખત વિરોધ ચાલુ રાખતા. અને જમાનાઓથી તેઓ (સુવર્ણકારો) ધાર્મિક માર્ગદ્રષ્ટા (નેતા) હોવાનો દાવો કરતા. તેઓ '**આચાર્ય**' અને "**પુરોહિત**"**ના** ઉપનામો ધારણ કરતા અને જનોઈ પહેરતા." આ નિરંતર ચાલતા ઝઘડાઓને પરિણામે બન્ને પક્ષો વચ્ચે ઘણા કલહો ઉભા થતા; અને તે કલહોના નિર્ણય માટે ન્યાયની અદાલતોને વારંવાર વચ્ચે પડવું પડતું.

પહેલો મુકર્દમો મછલીપટ્ટણના એસીસ્ટંટ મેજીસ્ટ્રેટની અદાલતમાંનો સને ૧૯૮૪માં નં. ૧૮ નો મહારાણી વિરૂદ્ધ શિવ-કોટિ વિરબ્રહ્દ્રુદ્દનો હતો. ફરીઆદ નામામાં મૂકાએલું તહોમત આ પ્રમાણેનું હતું. "**મનુષ્યના એક વિભાગના ધર્મને અપમાન કરવાના ઉદ્દેશથી અગર તે લોકો પોતાના ધર્મને અપમાન થએલું માનશે એવી ધારણાથી તેમણે પવિત્ર ગણેલા પદાર્થને અપવિત્ર કરવાનો ગુનો જે ગુનો હિંદી ફોજદારી કાયદા (પીનલકોડ)ની ૨૯૫મી કલમ પ્રમાણે સજા કરવાને લાયક છે.**" તહોમતદારોને નિર્દોષ ઠરાવવામાં આવ્યા. ચૂકાદો નીચે પ્રમાણે હતો:—" બંદરના સ્ટે-

શનરી સબમેજીસ્ટ્રેટ પાસે એક કેસ પહેલાં આવેલો, પણ તહોમતદારના વકીલની દરખાસ્ત ઉપરથી ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટે તે કેસ મારી ફાઈલપર ચ્હડાવ્યો. ફરીઆદ નામું એવું છે કે ગઈ મહા શિવરાત્રીની રાત્રિએ તહોમતદાર કે જે જ્ઞાતિએ સોની છે તેણે મછલીપટ્ટણ જીલ્લામાં આવેલા રૂસ્તમબાદમાં કાશી વિશ્વેશ્વર સ્વામીના મંદિરમાં દાખલ થઈને લિંગનઃ ઉપર નારીએલનું પાણી રેડીને અભિષેકના નામથી ઓળખાતી ક્રિયા કરી અને તેથી બ્રાહ્મણોએ પોતાના ધર્મની અવગણના થએલી ગણી, લિંગને અપવિત્ર થએલું માન્યું અને સંપ્રોક્ષણમ્ ( શુદ્ધિની ક્રિયા ) જરૂરનું ગણ્યું.

" સને ૧૮૮૫ ના ૪૨૧ અને ૪૨૨ નંબરના રીવીઝન ( ફરી તપાસ ) માટે આવેલા ફોજદારી મુકર્દમાઓમાં નિર્ણય આપનાર બન્ને વિદ્વાન ન્યાયાધિશોમાં મતભેદ પડયો હતો. પણ ફુલ બેંચ આગળ આ સવાલ લાવવામાં આવ્યો ન હતો. અને તેથી આ ચૂકાદો સપ્રમાણ ગણી શકાય નહિ. તેથી **જસ્ટીસ મુટ્ટુસ્વામી આયરની** વિચાર શ્રેણી અનુસરવાને હું સંપૂર્ણ રીતે સ્વતંત્ર છું એમ મ્હારૂં માનવું છે. તેમની (મુટ્ટુસ્વામીની) માન્યતા પ્રમાણે ' Defile ' ( અપવિત્ર કરવું ) એ શબ્દનો મૂળ અર્થ નાશ પામ્યો છે, અને અહિં તેમજ બીજે સ્થળે પણ તેનો અર્થ " ક્રિયાકર્મ કે ધર્મ સંસ્કાર માટે અપવિત્ર કરવું " એવો થવો જોઇએ અને વિરૂદ્ધ અભિપ્રાય દર્શાવનાર વિદ્વાન્ ન્યાયાધિશના અભિપ્રાય તરફ સંપૂર્ણ માન ધરાવું છું. છતાં હું એમ પણ માનું છું કે " નંબર ૨૯૫ મી કલમ જુદા જુદા ધર્મોના અનુયાયીઓને લાગુ પડે છે પણ હિન્દુઓના જુદા જુદા વર્ગો કે વિભાગોને લાગુ પડતા નથી. "

" નંબર ૨૯૫ થી નંબર ૨૯૮ સુધીની કલમો ઘડવામાં લોકમીશ્નર ( ધારાશાસ્ત્રી)નો સ્પષ્ટ અને ખુલ્લે ખુલ્લો ઉદ્દેશ એ હતો કે ટંટો અને ફીસાદ ઉત્પન્ન કરે એવાં બધાં કારણો દાબી

દેવાં. અને આ શહેરમાં પણ કોમાટી ( વૈશ્ય ) તથા બ્રાહ્મણો વચ્ચે વર્ગવિરોધ એટલો તીવ્ર છે કે પોતપોતાના હકક અને અધિકારના સંરક્ષણ માટે પ્રત્યેક વર્ગ કેવાં કેવાં પગલાં લે તે કહેવું અશકયજ છે. ” આ મુકદ્દમામાં એવું પણ સૂચવવામાં આવ્યું છે કે તહોમતદાર કે જે એક કોમાટીના કોઠારમાં કામ કરે છે તેને તે કોમાટી તરફથી બ્રાહ્મણોને આ પ્રકારે અપમાન આપવાને ઉશ્કેરવામાં આવ્યો હતો. એટલા માટે મ્હેં પુરાવો લીધોછે; તહોમતદાર કબુલ કરે છે કે તેણે પોતાને હાથે અભિષેકની ક્રિયા કરી છે તેથી એટલોજ નિર્ણય કરવાનો રહે છે કે બ્રાહ્મણોના ધર્મને અપમાન કરવાના હેતુથી તેણે એમ કર્યું હતું, અગર તેમ ન હોય તો બ્રાહ્મણો તે તેના ‘ લિંગને અપવિત્ર કરવાના ’ કામથી પોતાના ધર્મને અપમાન થએલું ગણી લેશે એમ તેને ખબર હતી કે કેમ ? ફરીઆદ પક્ષ તરફથી આણેલા પુરાવાથી એટલું તો સંપૂર્ણ પણે પુરવાર થયુ છે કે બ્રાહ્મણોના મત પ્રમાણે આ સોનીએ અભિષેક કરવાથી લીંગ અપવિત્ર થયું, શુદ્ધિની ક્રિયાની આવશ્યકતા ઉભી થઇ અને તેમના ધર્મનું અપમાન થયું એવો મુદ્દો લાવવામાં આવ્યો છે તહોમતદારનો ઉદ્દેશ કેવો હતો તેનું અનુમાન નીચે બતાવેલી હકીકત ઉપરથી કરવાનું છેઃ— (अ) પહેલો સાક્ષી જે મંદિરમાં અર્ચક ( પુંજારી ) છે તેણે તહોમતદારને મંદિરમાં જોયો, તે પુજારી તેને જાતે ઓળખતો હતો; અને તેણે પોતે પાછો આવે ત્યાં સુધી તહોમતદારને પવિત્ર પોઠીઆ પાસે થોભવાનું કહ્યું, (ब) વિઝાગા પટ્ટમના ટાઉન મેજીસ્ટ્રેટે તહોમતદારના ભાઇને એજ ગુનાહ માટે અગાઉ સજા કરી હતી. (क) અને આ ગામમાં બ્રાહ્મણો અને વૈશ્યો વચ્ચે ઘોરકલહ ચાલે છે, તેથી સામાન્ય શત્રુને અપમાન કરવાને તેને પ્રેરવામાં આવ્યો હતો.

પણ હું આ ઉપરથી આશયનું અનુમાન બાંધતો નથી. અર્ચક પાછો આવે ત્યાં સુધી પોતે શા માટે થોભવું તેનુ કાંઇ પણ કારણ તહોમતદારને માલમ ન્હોતું, અને તેથી તે થોભ્યો

નહિ, તેના ભાઇને ટાઉન મેજીસ્ટ્રેટે સજા કરી હતી એ મુદ્દો સત્ય છે; પણ ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટે તે ચુકાદો ફેરવી નાંખ્યો હતો, અને કરેલો દંડ પાછો અપાવ્યો હતો. જ્યારે મ્હેં તહોમદારને પુછયું કે આમ થવાનું કારણ શું? ત્યારે તેણે કહ્યું કે તેના ભાઇએ કાંઈ પણ ખોટું કર્યું ન હતું. અને મ્હને આ પ્રત્યુત્તર અંત:કરણ પૂર્વક અપાએલો અને યોગ્ય લાગ્યો. ક મુદ્દો કોઇ પણ પ્રકારના પુરાવા વગરનો હોઈ એક ધારણા માત્ર છે અને તેથી તે મુદ્દો ગણત્રીમાં લેવાની જરૂર નથી, પણ સૌથી અગત્યનો મુદ્દો તો એ છે કે જો તેનો ઈરાદો બ્રાહ્મણોને અપમાન આપવાનો હોત તો તેણે પોતાનો ઈરાદો સ્પષ્ટ રીતે વ્યકત કર્યો હોત. વસ્તુ સ્થિતિ જોતાં તો તહોમતદારે જ્યારે અભિષેક કર્યો ત્યારે બે બ્રાહ્મણો પાસેજ ઉભેલા હતા, અને તેઓએ કહ્યું છે કે તે સોની હતો એવું તેઓ જાણતા ન્હોતા. તેઓએ તો તે બ્રાહ્મણ હતો એમજ માની લીધું હતું. ભેદ સમજવાના કોઈ પણ ચિન્હો હતા નહિ. જો અર્ચક એને જાતે ઓળખતો ન હોત તો તહોમતદારે ક્રિયા કરી હોત. અને આ બાબતમાં કોઇને કાંઈપણ જાણ થયા વિના તે શાન્તિથી ચાલ્યો ગયો હોત. તહોમતદાર વળી વધારામાં એવું કહે છે કે તે જ્ઞાતિ એ વિશ્વ બ્રાહ્મણ છે અને ધંધે (સોની)છે, અને તેણે કેટલાંક કમ્મલારને બોલાવી રજુ કર્યાં. તેઓએ તેને ટેકો આપ્યો અને વિશેષમાં કહયું કે તે તમામને બ્રહ્મત્વ મળેલું હતું. અને અભિષેક વિગેરે તમામ ક્રિયાઓ જે બ્રાહ્મણો કરે છે, તે સર્વ તેઓ કરાવી શકે છે. આ સવાલનો નિર્ણય કરવાનું મ્હારી સત્તામાં નથી અને બન્ને પક્ષકારોએ એક મુદ્દો સમજવો જોઇએ કે આ સવાલનો ધાર્મિક અદાલતો એજ નિવેડો આણવાનો છે. પણ હું એટલો તો નિર્ણય કરૂં છું કે તેઓની તકરાર સાફ દાનતની હતી. તેઓ કેટલાંક પ્રમાણો લાવ્યા અને કેટલીક લોક કથાઓ પુરાવામાં રજુ કરી; જે પ્રમાણો અને કથાઓ તેઓ અંતઃકરણ પૂર્વક

સત્ય માનતા જણાયા. વળી તેઓએ આ " **શહેરમાંજ કેટલાંક વર્ષો પુર્વે ભરાએલી એક સભાના કામ કાજનો અહેવાલ રજુ કર્યો. જેમાં વિશ્વ બ્રાહ્મણોના બ્રાહ્મણ તરીકેના અધિકારો કબુલ કરવામાં આવ્યા હતા.** " અને અગત્યની વાત તો એ હતી કે એક પ્રતિષ્ઠિત અને લાગવગવાળા બ્રાહ્મણના પ્રમુખપદ નીચે તે સભા મળી હતી. તેથી આ કામમાં કોઇપણ જાતની બદદાનત હતી નહિ એ નિઃશંક અને અચૂક રીતે સાબીત થાય છે. વળી "બ્રાહ્મણો તેના કાર્યને પોતાના ધર્મનું અપમાન લેખશે " એવું તહોમતદાર જાણતો ન હતો. એવું તે કેવી રીતે જાણી શકે ? બચાવ પક્ષનો પુરાવો સાબીત કરે છે કે તહોમતદારના જાણવા મુજબ કેટલાંએક કમ્મલારોએ મજકુર મંદિરમાંજ આવીજ અભિષેક ક્રિયાઓ કરી હતી, અને કાંઇપણ ફોજદારી મંડાઇ ન હતી, કે કાંઇપણ શુદ્ધિની ક્રિયા કરવામાં આવી ન હતી. પુરાવો બતાવે છે ત્યાં સુધી તો, અભિષેક કરવાના હકકનો સવાલ આ શહેરમાંની તાજી તકરારોમાં ઉઠયોજ ન્હોતો. અને તહોમતદારના પોતાના ભાઇપર એકવાર મુકદ્દમો ચાલેલો અને અપીલમાં તે નિર્દોષ ઠરેલો; તથા છેવટે તેના શુદ્ધ અભિપ્રાય પ્રમાણે જે કાર્યમાં આભડ છેટ નથી તે કાર્ય કોઇના પણ ધર્મને અને વિશેષે કરીને પોતાના ધર્મને–જે ધર્મ બ્રાહ્મણનોજ છે–તેને અપમાન કારક નિવડે એમ તે કેમ કરીને માની શકે ? હું એવા મતનો છું કે જે આ મંદિરમાં પહેલાં કદી પણ ગયો નહતો તેને પોતાને અભિષેક કરતાં અટકાવે એવા કોઈપણ નિયમની માહીતી ન્હોતી. અને મ્હારો અભિપ્રાય છે કે મહાશિવરાત્રના દિવસે આ કાશીવિશ્વેશ્વર સ્વામીના મંદિરમાં અભિષેક કરવાથી વિશિષ્ટ પુણ્ય મળી શકે છે એવું સાક્ષિઓ જાહેર કરે છે. તે વિશિષ્ટ પુણ્ય મેળવવાના હેતુથી તહોમતદારે અભિષેકની ક્રિયા કરી કે જે એક ભકિતનું કાર્ય છે. તે સાફ દાનતથી કર્યું હતું.

**ક્રિમીનલ પ્રોસીજર કોડની ૨૫૮ મી કલમ પ્રમાણે તહોમતદારને નિર્દોષ ઠરાવી છોડી મૂકવો જોઈએ.**

જે. ડબલ્યુ. હ્યુજીસ.

એસીસ્ટંટ મેજીસ્ટ્રેટ સેકંડ કલાસ.

આ બન્ને પ્રતિસ્પર્ધી પક્ષો વચ્ચે બીજો જે મુકર્દમો ઉભો થયો તેમાં આ બન્ને પક્ષોના બ્રાહ્મણની પદવી અને માન માટે ના હક્કદાવા સંબંધી વિરોધ ઉભો થયો હતો અને તેમાં તે હક્કનો સવાલજ મુખ્ય બાબત હતી. એ એક દિવાની દાવો હતો અને તેમાં હાલના બ્રાહ્મણોનો ઉદ્ભવ ઘણી અધમ જાતિમાંથી થયો છે એમ ખુલ્લું પડયું. એટલુંજ નહિ પણ વેદમાં વર્ણવેલા મૂળ અને અસલ બ્રાહ્મણો ગણાવાનો સુવર્ણ કારોનો અધિકાર સંપૂર્ણ રીતે સ્થાપિત થયો.

આ દાવો ઉત્પન્ન થવાના કારણો આ પ્રમાણે હતાં. ૧૮૧૮ની સાલમાં મદ્રાસ ઇલાકાના ચીતુર જીલ્લામાંના સતુરપેરી ગામમાં કેટલાંક કમલારો એક લગ્ન ક્રિયા કરવામાં ગુથાયેલા હતા. ગુરૂ તરીકે એક **માર્ગ સહાચાર્ય** નામનો માણસ કામ કરતો હતો. પહેલેથી એટલું જાણવું જરૂરનું છે કે કમલાર અગર સુવર્ણકારોની લગ્ન વિધિમાં અને હાલના બ્રાહ્મણોની લગ્ન વિધિમાં કોઇપણ જાતનો ફેરફાર નથી. તે બધી રીતે એક સરખીજ છે. તેજ ગામનો એક દુરાચારી બ્રાહ્મણ નામે " પંચાંગ ગુંડય્યા, " બળ જોરથી આ રીવાજ તોડી પાડવાના ઇરાદાથી જે સુવર્ણકારને ત્યાં આ ક્રિયા કરવામાં આવતી હતી, તેની જગાપર આક્રમણ કર્યું, અને એક મંડપને ભાગી નાંખીને તે કુટુંબને ઘણું નુકસાન અને હાનિ પહોંચાડી એક ખરા દેવ બ્રાહ્મણ હોવાનો દાવો કરીને " **માર્ગ સહાચાર્યે તે ક્રિયા કરવાનો અને લગ્ન કરાવવાનો હક દ્રઢતા પૂર્વક રજુ કર્યો.** " જ્યારે બીજી બાજુએ પોતાનો અને પોતાના જેવા બીજા બ્રાહ્મણોનોજ એમ કરવાનો અધિકાર છે એવો ગુંડય્યાને આગ્રહ કર્યો,

તકરાર કરનાર બન્ને પક્ષો વચ્ચે છેવટે એવો નિકાલ કરવામાં આવ્યો કે તેઓની તકરારોનો નિર્ણય કરવાનું નીચે દર્શાવેલા વિદ્વાન માણસોની બનેલી પંચાયતને સોંપવું:—(૧) **વિશ્વનાથ શાસ્રી, આર. (૨) નગોરજી રાવ (૩) સન્સુગમ્ પંડિતાર. (૪) સુબ્રાંયા મુડાલી (૫) વેંકટ રામન્ યદુગુરૂ.**

સંભાળ પૂર્વક તપાસ કર્યા પછી પંચાયતે આ તકરારનો નિર્ણય સુવર્ણકારોની સંપૂર્ણ તરફેણમાં આપ્યો, અને કમલારો ખરેખરા મૂળ બ્રાહ્મણો છે અને તેમ હોવાથી તેઓને આ વિધિ કરાવવાનો હકક છે એમ ચુકાદો આપ્યો. સોમસુંદર પીલાઇ નામના વેલ્લાલ જ્ઞાતિના એક મહા વિદ્વાન્ માણસ જેણે આવી વિધિઓ અને ક્રિયાઓ કરવાનો દૈવ બ્રાહ્મણોનો નિર્વિવાદ અધિકાર ગુંડય્યાને સ્પષ્ટ બતાવી આપ્યો. તેમ છતાં પણ તેની સલાહની અવગણના કરી તે ગુસ્સે થએલા બ્રાહ્મણે પંચાયત પર અપ્રમાણિક પણે વર્તવાનો આરોપ મુકયો. અને તેમની બેઠકમાં તોફાન મચાવ્યું **માર્ગ સહાચાર્યે** ગુંડય્યા અને તેના અનુયાયીઓ ઉપર assault (હુમલો) કરવા બાબતની ફોજદારી ફરીઆદ માંડી પંદર સાક્ષીઓએ ગુનો સાબીત કર્યો અને **ગુંડય્યા** તથા તેના પક્ષકારો તકસીરવાર ઠર્યા તથા તેમને દંડ થયો. મેજીસ્ટ્રેટે નુકસાની મેળવાવા માટે ઉદ્ધત **ગુડય્યા** અને તેના પાપાચારી અનુયાયીઓ ઉપર દિવાની દાવો માંડવાની **માર્ગ સહાચાર્યને** સલાહ આપી આથી મુકર્દમો ઉભો થયો.

| વાદીઓ | પ્રતિવાદીઓ |
|---|---|
| ૧) વેલ્લાચાર્ય. | ૧) પંચાંગ ગુંડય્યા, |
| ૨) માર્ગ સહાચાર્ય | ૨) અરૂણા અલય્યા |
| ૩) રૂદ્રાણાચાર્ય. | ૩) વ્યકંટ સુબાશાસ્રી. |
| ૪) વ્યંકટ બલાચાર્ય | ૪) વિશ્વપતિ શાસ્રી |
| ૫) નલ્લૈય્યાચાર્ય | ૫) તોતા ચાર્ય |

| | |
|---|---|
| ૬) કોલંદા ચાર્ય | ૬) એક્કિ આતિક સાકર |
| ૭) ચિનકણા ચાર્ય. | ૭) વ્યાસ ભટ્ટ. |
| ૮) અરૂણા ચાર્ય. | ૮) સૂર્યનારાયણ શાસ્ત્રી. |
| ૯) મહાદેવસ્થ પતિ | ૯) જ્યોતિષ શાસ્ત્રી. |
| ૧૦) વરદા ચાર્ય. | ૧૦) વેદવાસી સિરસ્તાર. |
| ૧૧) દક્ષિણા મૂર્તિ. | |
| ૧૨) સ્થસ્ત સ્થપતિ. | |
| વાદીનો વકીલ | પ્રતિવાદીનો વકીલ |
| **અબદલા સાહેબ.** | **અરૂણાચલ મદલી.** |

| વાદીઓએ બતાવેલા પ્રમાણો. | પ્રતિવાદીઓએ બતાવેલા પ્રમાણો. |
|---|---|
| ૧) યજુર્વેદ. | |
| ૨) પુરૂષ સૂક્ત. | |
| ૩) મૂળસંતભ, | |
| ૪) વજ્ર સૂચી. | **એકકે નહિ.** |
| ૫) વેમણુા આર્યા | |
| ૬) કપિલ દ્વિપદ. | |
| ૭) જિલ્હા માજિસ્ટ્રેટની નકલ. | |

વાદીના સાક્ષીઓ.

૧) અંદુઆપા મુદલી.
૨) શંકરનારાયણ વૈદ્ય.
૩) ગોપી શેટ.
૪) અપ્પાસ્વામી પિલ્લે.
૫) વ્યંકટ સુબા નાયડુ.

ફરીઆદ નામું એ હતું કેઃ—

૧—સાનગ. સનાતન, પ્રત્ન અહભુન અને સુપર્ણ નામના પાંચ ઋષિઓ મનુ, મય, ત્વષ્ટા, શિલ્પી અને વિશ્વજ્ઞ એ નામોથી વધારે સારી રીતે ઓળખાય છે. અને જેઓ “ **ભગવાન**

**વિશ્વકર્માના સદ્યોજાત, વામદેવ, અઘોર, તત્પુરૂષ અને ઇશાન એ નામનાં પાંચ મુખોમાંથી ઉત્પન્ન થએલા હતા;** ” તેમના અમો વાદીઓ સીધા વંશજો છીએ અને તેથી શુદ્ધ અને અસલ બ્રાહ્મણો છીએ.

૨—કે જ્યારે અમો ( વાદીઓ ) પહેલા નંબરના વાદીના મકાનમાં લગ્નની વિધિ કરવામાં રોકાએલા હતા. તે વખતે પ્રતિવાદીઓ ગેર કાયદેસર રીતે તે મકાનમાં દાખલ થયા. કેટલાક અતિથિઓને તેઓ ( પ્રતિવાદીઓ ) એ માર માર્યો, અને ક્રિયામાં વિઘ્ન નાંખ્યું તથા મકાનમાં નુકસાન કર્યું,

૩—અમો વાદીઓ નુકસાની પેટે રૂ. ૫૫૦)ની માંગણી કરીએ છીએ અને દાવાનું ખર્ચ પણ અમોને મળવું જોઇએ.

૪—વળી અમો વાદીઓ આ જાતની ક્રિયાઓ ભવિષ્યમાં જ્યારે જ્યારે કરતા હોઇએ ત્યારે પ્રતિવાદીઓએ એમાં વિઘ્ન નાંખવું નહિ એવો અમો મનાઇ હુકમ માંગીએ છીએ.

બીજા હાથ પર પ્રતિવાદીઓનો જવાબ એ હતો કે બ્રાહ્મણ કુળના ઋષિઓ સાથે વાદીઓનો બીલકુલ સંબંધ હતોજ નહિ. તેઓ ( વાદીઓ ) વર્ણસંકર પ્રજા છે; અને આવી ક્રિયાઓ કરાવવાનો તેઓને હકક નથી; જ્યારે પ્રતિવાદીઓ દેશના સર્વ માન્ય પુરોહિતો અને બ્રાહ્મણો છે. વળી વાદીઓને કાંઇપણ નુકસાન પહોંચ્યું નથી.

બ્રાહ્મણોના ખોટા હકક દાવાને વાદીઓના જવાબને લીધે ભયંકર અને પ્રાણ ઘાતક ફટકો પડયો. પળ માત્રમાં તે બ્રાહ્મણોના વંશની ક્ષુદ્રતા ખુલ્લી પડી ગઇ. જે પંદર ઋષિઓના વંશજો હોવાનો બ્રાહ્મણો દાવો કરે છે, તે ઋષિઓના જન્મ અધમમાં અધમ પ્રતિના દેખાડવામાં આવી ગયા. તે જવાબમાં જણાવવામાં આવ્યું કે કલિકૂટ ઋષિ હરણીને પેટે જનમ્યા હતા; કૌશિક એક મહારાજાના અનૌરસ પુત્ર હતા. જંબુકનો જન્મ શિઆળથી થયો હતો; અને ગૌતમ મુની ગાયના પુત્ર હતા; વાલ્મિકી એક ચાંડાલણીને પેટે જન્મ્યા હતા; અગસ્ત્ય ઘડામાંથી ઉત્પન્ન થયા

હતા, વ્યાસ માછણના પુત્ર હતા; વસિષ્ઠ ઉર્વશી ગણિકાના દીકરા હતા; કૌન્ડિન્યને એક વિધવાએ જન્મ આપ્યો હતો; નારદ ઋષિ ધોબણના પુત્ર હતા; માતંગમુનિ ચકિકલી જાતની સ્ત્રીના પુત્ર હતા; માંડવ્ય દેડકાને પેટે અવતર્યા હતા; સંખ્ય ચાંડાલણીના પુત્ર હતા; ગાર્ગ્ય ગધેડાના વંશજ હતા; જયારે સૌથી ઉત્તમ તો હતું કે સૌનક ઋષિ કુતરીના સંતાન હતા.

પ્રતિવાદીઓનો પ્રત્યુત્તર નિર્બલતાની મૂર્તિ સ્વરૂપ હતો. તેમણે શરમથી પોતાના મોઢાં ઢાંકી દીધાં, અને પોતાના ઋષિઓની નિકૃષ્ટયોની કબુલ કરી. પણ તેઓએ એવા વાદના ઓથા તળે રક્ષણ લીધું કે, જો કે અધમ યોનિમાં જન્મેલાં હોવા છતાં તેઓના પુર્વજોને બ્રહ્મત્વ મળેલું હતું. અને હિંદના લગભગ બધા રાજાઓએ સ્વિકારેલા બ્રાહ્મણો તો તેઓજ હતા.

ન્યાયાધિશ ડેકરનો ચુકાદો એવોજ સચોટ હતો. તેના ચુકાદાની ભાષા સરલ અને ભાવવાહી હતી અને તે ચુકાદાનો ગમે તેવા તર્કના સામર્થ્યથી ઉત્તર દેવાય તેમ ન હતું. એ ચુકાદામાં તેણે પ્રતિવાદીઓ પાસે વાદીઓએ માંગેલી પુરેપુરી નુકસાની ખર્ચ સાથે અપાવી અને ભવિષ્યમાં વાદીઓને આવા પ્રસંગોમાં સતાવવાની પ્રતિવાદીઓને મનાઇ કરી. ચૂકાદો નીચે પ્રમાણે હતો:—

## ચુકાદો.

૧–બન્ને પક્ષ તરફથી રજુ થએલાં લેખીત અને બીજા પુરાવાઓ ઉપરથી વેદોના સર્વમાન્ય પ્રમાણ મુજબ વાદીઓ ખરેખરા અને અસલ **વિશ્વકર્મા જાતિના બ્રાહ્મણો** છે; અને પ્રતિવાદીઓ હલકી અને વર્ણશંકર પ્રજા છે; એવી વાદીઓની દલીલ સ્પષ્ટ પણે સાબીત થાય છે.”

૨–“પ્રતિવાદીઓ એમ કહે છે કે તેઓ (પ્રતિવાદીઓ) ખરેખરા બ્રાહ્મણ છે અને વાદીઓ હલકી જ્ઞાતિના છે, પણ તેમની દલીલના સમર્થનમાં તેઓ કોઇ પણ જાતના પ્રમાણો કે દલીલ લાવ્યા નથી.”

૩–" ઋષિઓના જન્મનો પૌરાણિક ઇતિહાસ વાદીઓએ વજ્રસૂચી અને વેમણ્ણાચાર્યા નામના ગ્રંથોમાંથી બતાવેલા વર્ણન જેવોજ છે. પ્રતિવાદીઓએ તેમના જવાબ આ ઋષિઓને પોતાના પૂર્વજો તરીકે કબુલવા ના પાડી નથી. એટલુંજ નહિ પણ આગળ વધીને તેઓ એવું પણ કહે છે કે આ ઋષિઓને બ્રાહ્મણોના વંશજો હલકી વર્ણકે જનાવરોમાંથી ઉત્પન્ન થાયજ નહિ. વળી જો તેઓની ઉત્પત્તિ હલકી ન હોત તો પુરાણમાં તેઓનું મૂળ શોધવાની મનાઈ હોતજ નહિ. "

૪–" પંડિત સતુર્માને મોકલેલા વર્ણન પ્રમાણે આ ઋષિઓનો પાદુર્ભાવ વાદીઓના કહેવા પ્રમાણેજ થયો છે. વળી તેઓ જ્ઞાતિ સંસ્થા હયાતીમાં આવ્યા પછી ઘણે કાળે અસ્તિત્વમાં આવ્યા હતા. વળી આ ઋષિઓના વંશજો બ્રાહ્મણો છે એવું માનવાને કાંઈપણ કારણો પ્રતિવાદીઓએ રજુ કર્યા નથી "

૫ " જો પ્રતિવાદીઓ બીજાઓથી જ્ઞાતિએ ઉંચા હોય તો તેઓને કોઇ પણ શ્રેષ્ઠ ધંધો કે આજીવિકાનું સાધન હોવું જોઇએ. પણ એથી તદ્દન ઉલટું તેઓ ઠામ ઠામ રખડે છે અને ભીખારીનું જીવન ગાળે છે.

૬. " વળી પ્રતિવાદીઓને વેદની એક લીટી કે એક પણ શબ્દ પર હકક છે એવું માલમ પડતું નથી. અજ્ઞાન લોકો તેઓને ઉંચ્ચ વર્ણના માને છે. તેમણે મૂર્ખ માણસો અને નિર્માલ્ય રાજાઓને છેતર્યા છે, અને પોતે પુરોહિત તરીકે સ્વીકારાવવામાં ખટપટથી ફાવ્યા છે. હવે સરકારની ફરજ છે કે સત્ય શોધી કહાડવું અને તે પ્રમાણે રાજ્ય કરવું."

**૭. વાદીઓ કે જે પંચ મુખી વિશ્વકર્માના વંશજો છે, તે તેઓના ધંધા યજુર્વેદ પ્રમાણે આખા પ્રાણી સમાજનાં—કીડી જેવા જંતુઓથી માંડીને તે આખા પ્રાણી સમાજના–આધાર રૂપ છે તેથી તેઓ (વાદીઓ) સાચા બ્રાહ્મણો છે, એમ નિર્ભતાથી માની શકાય."**

૮–"જો મહાભારત અને પુરાણો વિશ્વકર્મા વિષે હલકુ બોલતાં હોય તો આ નિન્દા પ્રતિવાદીઓના પૂર્વજોની બનાવટ લેખી શકાય. અને વળી આ પુસ્તકો વેદો કરતાં મહાત્મ્યમાં ઘણાં ઉતરતાં છે,"

૯–"પ્રતિ વાદીઓની સામેનો દાવો પુરેપુરો પુરવાર થાય છે અને તેઓએ વાદીઓને નુકશાનીના રૂ (૫૫૦) આપવા એવું ફરમાવવામાં આવે છે."

૧૦–"વળી એવું પણ ફરમાવવામાં આવે છે કે અત્યાર સુધી વાદીઓ કરતા આવ્યા છે એ પ્રમાણે વેદવિધિથી તેઓને બધી ક્રિયાઓ કરવાની છૂટ છે. અને હવે પછીથી વાદીઓના કામની વચ્ચે આવવાની પ્રતિવાદીઓને મનાઈ કરવામાં આવે છે."

૧૧–"એવું પણ ફરમાવવામાં આવે છે કે પ્રતિવાદીઓએ રૂ ૯૧–૧૨–ખર્ચના આપવા. *

૧૫. ડિસેમ્બર ૧૯૧૮ } જે. એચ. ડેકર.
મેજીસ્ટ્રેટ.

*પુરવણી.

| રૂ. આ. પા. વાદીનું ખરચ. | | રૂ. આ. પા. પ્રતિવાદીનું ખરચ. | |
|---|---|---|---|
| ૫૦–૪–૦ | સ્ટાંપ કાગળ. | ૧૫–૪–૦ | સ્ટાંપ કાગળ. |
| ૨૭–૮–૦ | વકીલની ફી. | ૨૭–૮–૦ | વકીલની ફી. |
| ૫–૦–૦ | સમન્સનું ભથ્થુ. | ૬–૦–૦ | સમન્સનું ખરચ. |
| ૯–૦–૦ | સાક્ષીનું ભથ્થુ. | ૫–૦–૦ | સાક્ષીનું ભથ્થું. |
| ૯૧–૧૨–૦ | | ૫૩–૧૨–૦ | |

પ્રકાશક.



# પ્રકરણ ૮ મું.

## દેશી અને અંગ્રેજ ન્યાયાધીશો.

એક વિદ્વાન અને નિષ્પક્ષપાત ન્યાયાધિશ સમક્ષ બન્ને વિરોધી પક્ષોના દાવાની યાદગાર તપાસનું આવું પરિણામ આવ્યું. જ્ઞાતિભેદના ઝેરી પક્ષના દુષિત થએલા મનવાળા કોઈ દેશી માણસના હાથમાં–પછી તે માણસ સિંહાલીઝ, બર્ઘર, તામીલ કે મૂર ગમે તે જાતનો હોય અને સંપૂર્ણ માનુષી બુધ્ધિથી યુકત ગણાય તેવો હોય–તેના હાથમાં જો આ અગત્યની તકરારનો નિર્ણય કરવાનું સોંપવામાં આવ્યું હોત, તો પરિણામ તદ્દન અવળુંજ આવ્યું હોત. અને તેની સાથે સત્યનો પરાજય થયો હોત, અસત્યના વિજયના ડંકા વાગત અને બ્રાહ્મણોને મન આનંદ આનંદ થઇ રહેત. અમારી આ ટીકા આ દ્વિપ અને પાડોશનો ખંડ જે બન્ને પ્રદેશની માનસિક ઢળણ એકજ પ્રકારની છે તેમાં બનેલા બનાવોના અનુભવો ઉપરથી તારવી કહાડવામાં આવેલી છે. સીલોનના વતનીઓના મનપર, અરે, તેઓમાંના સૌથી વધારે બુધ્ધિશાળીઓના મન ઉપર જ્ઞાતિ પ્રથાની સત્તા એટલી બધી પ્રબળ છે કે દેશના આ દારૂણ દોષે ન્યાયાસન ઉપર પણ હુમલો કર્યો છેઃ અને ન્યાય નિર્ણયોને ભ્રષ્ટ કર્યા છે. અમે બે દાખલા આપીશું. ઉપલાણના પ્રદેશની પોલીસ કોર્ટના એક સીંહાલીઝ મેજીસ્ટ્રેટે એક વિશ્વબ્રાહ્મણને એક મહીનાની સખત કેદની સજા કરી. અને તે શાને માટે ? એક નટુકોટ્ટા ચેટ્ટીને ગાળદેવા માટે વિશ્વબ્રાહ્મણે એક સાદો તમાચો માર્યો તેથી આવી સખત સજા દેવાનું કારણ મેજીસ્ટ્રેટે એમ બતાવ્યું કે વિશ્વ બ્રાહ્મણ જે મેજીસ્ટ્રટના મત પ્રમાણે હલકી વર્ણનો હતો, તેને એક ચેટ્ટી કે જે તે મેજીસ્ટ્રેટનાજ મત પ્રમાણે ઉચ્ચવર્ણનો હતો તેને મારવાનો કાંઇપણ હક્ક હ ા નહિ. અને આ વર્ણ

ભેદને લીધે ગુન્હાની ગંભીરતામાં અત્યંત વધારો થએલો ગણાયો, આ ચુકાદો જોતા વેંતજ વરિષ્ટ અદાલતના નામદાર ન્યાયાધિશો એ સંપૂર્ણ તિરસ્કાર અને ઉપાલંભ દર્શાવ્યો. નામદાર જડજ સર આર્ચીબાલ્ડ લૉરીએ મેજીસ્ટ્રેટના ઉધ્ધતપણા માટે નિન્દા કરી અને આ કલંકિત ચૂકાદો, જે મેજીસ્ટ્રેટની પદવીને અપમાન કારક હતો તથા જે ન્યાય વ્યવસ્થાને દૂષણ આપતો હતો, તે ચૂકાદાને ફેરવી નાંખ્યો. વિદ્વાન ન્યાયાધિશે તે ઉછૃંખલ પુરૂષને ફકત રૂપીઆ દસનોજ દંડ કર્યો કારણ કે નામદાર સરકારના દેશમાંના કાયદાઓનો ભંગ કરવાને તો તે નિ:સંશય ગુનેહગાર હતોજ; અને નામદાર ન્યાયાધિશે એવી ટીકા કરી કે આટલી સજા કેસના પ્રમાણમાં તમામ રીતે પુરતી હતી.

બીજો નિન્દા પાત્ર દાખલો ઉપલાણના પ્રદેશના ગણુસભવ પ્રમુખના પાપનો છે, જેણે એક વેલ્લાલ જ્ઞાતિના માણસને 'મેહા' કહીને બોલાવવાના ગુનાહ માટે એક દુરા જ્ઞાતિના માણસને દસ રૂપીઆનો દંડ કરવાની અસામાન્ય ધૃષ્ટતા બતાવી હતી. મધ્ય પ્રાન્તોના ભાગ્યવિધાતા તરીકે તે સમયે જે અંગ્રેજ હતો તેની ન્યાય બુધ્ધિએ આ ચુકાદાનો વિરોધ કર્યો અને તેણે તે ઉથલાવી નાંખ્યો. સામાન્ય રીતે એક બર્ધરકે સીંહાલીઝ મેજીસ્ટ્રટનો તેની કોર્ટમાં કામ કરતાં વકીલોમાંથી એકાદ વિશેષ કૃપા પાત્ર હોયછેજ, અને તેની તરફનો તેનો ખુલ્લો પક્ષપાત બીજા વકીલોને મોટા સંતાપનું કારણ અને ન્યાયના અપક્ષપાત નિર્ણયને જોખમ કારક નિવડે છેજ.

હિંદુસ્તાનમાં પણ પરિસ્થિતિ એના જેવીજ છે. એક હિન્દુ મંદિરમાં અભિષેક નામની ક્રિયા એક સુવર્ણકારે કરી તેથી પવિત્ર લિંગ અપવિત્ર બન્યું એમ ગણીને માંડવામાં આવેલા મુકર્દમામાં એક દેશી મેજીસ્ટ્રેટે તહોમતદારને સજા કરી, પણ અપીલમાં એક અંગ્રેજ ન્યાયાધિશે તે સજા રદ કરી. જ્યાં જ્યાં આવા મુકર્દમાઓ દેશી મેજીસ્ટ્રેટને સોંપવામાં આવતા ત્યાં ત્યાં

ગાડાની પાછળ પૈડું ફરે તેમ સજા જરૂર મુકદ્દમાની પાછળ આવતી. પણ જ્યાં જ્યાં યુરોપીઅન મેજીસ્ટ્રેટના હાથમાં આવા મુકર્દમા આવતા ત્યાં મનુષ્ય પાછળ જેમ પડછાયો હોય તેમ તહોમતદારને મૂકતી અવશ્ય મળતી,

**આવા ઘણાજ કલંકિત દાખલાઓ અમો બતાવી શકીએ પણ અમે આવા શરમ ભરેલા અને અપમાન કારક બનાવો વર્ણવીને વાંચકના મનને દુઃખ અને થાક આપવાનું પસંદ કરતા નથી.** આવા બનાવો બન્ને દેશની સમગ્ર દેશી પ્રજાના સ્વાર્થને અગાધ હાની પહોંચાડે છે. અને તેમના ચારિત્ર્યને મહાન ભયના કારણ રૂપ છે.

આ બધી હાની કારક વૃત્તિઓ, જ્ઞાતિ પ્રથાના વહેમો અને કદાચ આ ક્રૂર અને અર્થહીન સંસ્થા જેના પગ તળે લોકો ત્રાસે છે અને જેનાથી મૂકત થવા માટે લોકો સતત પ્રાર્થના કરે છે તે સંસ્થાને લગતા સાહિત્યના સુઘટિત જ્ઞાનની ખરેખરી ખામીને આભારી છે.

એક નટકોડ્રા ચેટ્ટીના મુખપર માત્ર તમાચોજ લગાવવા માટે પેલા '**વિશ્વબ્રાહ્મણને એક મહીનાની સખત કેદની સજા ફરમાવનાર તે અજ્ઞાન મેજીસ્ટ્રેટને આ સાહિત્યનું કાંઈપણ ભાન હોત તો જે માણસને તેણે ઉચ્ચ કોટિનો ગણ્યો હતો તેના કરતાં જેને તેણે હલકા વર્ણનો ગણ્યો હતો તેની જ્ઞાતિમાં રહેલી અપાર મહત્તા તેણે જાણી હોત.**" વિશ્વબ્રાહ્મણના ઉપર આ સખત સજા ફરમાવતી વખતે તે કાંઈપણ ખોટું કરતો હતો એવું તે દેશી મેજીસ્ટ્રેટને ભાન હતું એવું અમો માની શકતા નથી. અને તેમ માનવાનું સાહસ પણ કરી શકતા નથી. અનુભવથી અમને માલમ છે કે જ્ઞાતિ સંસ્થાના વ્હેમો ઘણું ઉગ્રરૂપ પકડે છે. પણ મનુષ્ય મન આટલી હદ સુધીની ( જાણી જોઈને અત્યા-

ચાર કરવા જેટલી ) નીચતા પામવા જેટલું ગુનેહગાર થાય એમ અમે માનવાની ના પાડીએ છીએ.

આવા હાનિકારક હુમલાઓ સામે પ્રજાના લાભનું રક્ષણ કરવા તરફ આપણા અધિકારીઓના આવા દોષો તરફ લક્ષ દોરાવું જોઇએ. દ્વિપમાંની ન્યાય ખાતાની પદવીઓ પર અંગ્રેજોને નીમીને ભરી દેવાથીજ માત્ર આ દુર્દશાનો ઉપાય કરી શકાય છે. અંગ્રેજની ન્યાય બુધ્ધિ સ્વભાવજન્ય, હાડમાંસ સાથે ગુંથાએલી છે. કેળવાએલા અંગ્રેજોને હાથે ન્યાયની પવિત્રતાને કવચિતજ દૂષણ મળે છે.

આપણા રાજ્યકર્તાઓની પધ્ધતિ બીજી જાતની છે. દેશી ન્યાયાધિશોના હાથમાં ન્યાય, સત્તા, સલામતીથી મૂકાય એમ માનવા છતાંએ તેઓ તેમને ( દેશીઓને ) મહેસુલ ખાતામાં નીમવાનો વિશ્વાસ રાખતા નથી. કારણ તેઓ મહેસુલ ખાતાને ન્યાય ખાતાથી વધારે અગત્યનું માને છે. કયા બુધ્ધિમય સિદ્ધાંત પર આ ડાહ્યા લોકોની વ્યવસ્થા રચાઇ છે તે સહેલાઇથી સમજાતું નથી પણ તેની ભલમનસાઈ પર આપણે શ્રધ્ધા રાખીશું.



# પ્રકરણ ૯ મું.

## વેદની પુર્વેનો સમય.

એશીઆના મધ્ય પ્રદેશોમાંના પોતાના આદ્ય નિવાસ સ્થાનમાંથી વિશ્વકર્માના વંશજો વીખરાઈ ગયા. એ બનાવ અણધાર્યો અને અચાનક બન્યો હતો; એ બતાવવા માટે તમામ નિશાનીઓ અને લક્ષણો મોજુદ છે. મનુ, મય અને ત્વષ્ટા હયાત હતા. તે વખતે આ બનાવ બન્યો હતો. એમ લાગે છે. કારણકે તે ત્રણે જણ જેઓએ હિંદમાં ઉતરી આવી વસાહત કરી હતી તેઓની સાથે ભળી ગયા હતા. શિલ્પી અને વિશ્વજ્ઞ એ બીજા બે બ્રાહ્મણોનું શું થયું તે બાબત ઇતિહાસમાં કાંઈ પણ ઉલ્લેખ નથી. તે પાંચે ભાઇઓએ એકજ માર્ગે પ્રયાણ કર્યું એમ બતાવવા માટે કાંઈ પણ આધાર નથી કદાચ શિલ્પીની મનોવૃત્તિઓને પૂર્વની ગરમ હવા કરતાં પશ્ચિમની હવા વધારે પસંદ પડી હશે. શિલ્પી અગર અહભુન ઋષિ એક સલાટ હતો. ગ્રીક લોકોએ સ્થાપત્ય અને પુતળાં બનાવવાની કળામાં જે અસાધારણ પ્રગતિ કરેલી છે તે જાતનું માનસિક વલણ વંશ પરંપરાથી ઉતરી આવેલી કોઈક શક્તિનુંજ પરિણામ હોઈ શકે; અને આવી વંશ પરંપરાથી ઉત્પન્ન થએલી શક્તિ સાથે કાંઇ પણ સંબંધ ન હોય એવા પ્રકારની બહારથી મેળવીને કેળવેલી શક્તિનું તે પરિણામ હોઈ શકે નહિ. તેથી એમ માની શકાય કે શિલ્પી અને તેની સાથે નિકળનારાઓ ગ્રીસમાં સંસ્થાન વસાવીને રહ્યા; અને તેમના વંશજો જે પાછળથી ગ્રીક નામથી ઓળખાયા તેઓને બાંધ કામની કળા શીખવી. આ કળામાં તે લોકોએ ( ગ્રીકોએ ) જે કુશળતા પ્રાપ્ત કરી હતી તેની બરોબરી દુનીયાભરમાં થઇ શકી નથી. વિશ્વજ્ઞ ઋષિ સુવર્ણકાર હતો. તેના વડીલભાઇઓ સાથે તેઓના હિન્દ તરફના પ્રયાણમાં સામેલ હતો કે નહિ તે બાબતમાં ઐતિહાસિક ઉલ્લેખો કાંઇ પણ કહેતાં નથી. પણ અહિં એટલું

જણાવવું બસ થશે કે મનુ અને મય પોતાના વંશજો સાથે હિમાલય અને વિન્ધ્યાચળ પર્વતોની વચ્ચેના કોઈક પ્રદેશમાં આવીને વસ્યા હતા. તેઓ જે પ્રદેશમાં રહેતા હતા તે પ્રદેશને અગાઉ એક વખતે બ્રહ્માવર્ત કહેવામાં આવતો–આ નામ (બ્રહ્માવર્ત) હાલમાં સરસ્વતી અને દશદ્વતી નામની દેવી નદીઓની વચ્ચેના પ્રદેશનેજ લાગુ પાડવામાં આવે છે. મનુના લખવા પ્રમાણે બ્રહ્માવર્તજ અસલ અને પુરાતન બ્રાહ્મણોના નિવાસની ભૂમિ છે.* આ પ્રવાસીઓ એકજ કાળે નિકળ્યા ન હતા. અને પ્રવાસમાં તેઓએ એકજ માર્ગનું અનુસરણ કર્યું ન હતું એ બીના તેઓ હિન્દમાં જુદે જુદે રસ્તે આવ્યા એ હકીકતથી સાબીત થાય છે. ત્વષ્ટા એ પોતાનું પ્રકાશમય નગર છોડયું અને પહેલ વહેલો તે ઈન્દ્ર કૃચ્છ (હાલના સમયનું હિન્દુકુશ) માં આવ્યો. ત્યાંથી તે અને તેના સાથીઓ વિવિધ દિશામાં પ્રસરી ગયા. અને હિન્દુસ્તાનના જુદા જુદા વિભાગમાં સ્થિર થઇને વસ્યા તેમનામાં કેટલાક કાશ્મિર; કેટલાક પંજાબની પાંચ નદીઓ તથા તેમની શાખાઓને કિનારે, અને કેટલાક ગંગા તટે વસ્યા. જ્યારે મય બ્રહ્મ કે જે રથકાર (**સુતાર**) હતો, અને જેણે યુધિષ્ઠિરનો મહાન રાજ મહેલ બાંધ્યો હતો, ત્હેનું સ્થાન હિમાલયમાં હતું. તેઓ બધા ઉત્તરથી દક્ષિણ તરફ ઉતરતા ગયા, અને રસ્તે ઠામ ઠામ થાણાઓ સ્થાપતા ગયા. પણ મયે ઝાઝા વખત સુધી હિમાલયને પોતાનું રહેઠાણ બનાવ્યું નહિ. તેણે પર્વતો માંથી નીચે ઉતરીને બ્રહ્મપુત્રા નદીના મુળ પાસેના એક પ્રદેશમાં વાસ કર્યો. પહેલા તેણે આ પ્રદેશનું નામ **મયાશ્રમ** રાખ્યુ પણ પાછળથી આ નામને બદલે તેણે "**ભૂસ્થાન**" એવું વધારે મધુર નામ રાખ્યુ, અને આ ઉપરથી દર્શાવ્યુ કે

---

* હિન્દુસ્તાનમા એવી એક પાયાદાર લોક કથા છે કે ભોજ નામનો કોઇ એક ઋષિ હિન્દુસ્તાનથી યુરોપ ગયો અને તે મુલકમા વસતી બધી પ્રજાઓ તેના વંશથી ઉતરી આવેલી છે. યુરોપા બ્રહ્માની પુત્રી હતી એમ કહેવામા આવેલું છે. પૂર્વના લોકોનુ પશ્ચિમના લોકો સાથેનું સગપણ આ ઉપરથી દેખાય છે.

ભોજ ઋષિ હિન્દુસ્તાનના પુરાતન શિલ્પકાર જાતિનો હતો તેથી તે વિશ્વકર્મા જાતિનો હતો

તેના પ્રવાસનો હવે અંત આવી ગયો હતો. પૂર્વમાં બ્રહ્મપુત્રાથી પશ્ચિમમાં ગંગાના તટસુધી ફેલાતી દેવ ભૂમિ એટલે દેવતાઓના નિવાસ સ્થાનને નામે ઓળખાતી હતી.

આ દેવ ભૂમિમાં વસનારા દેવતાઓ કોણ હતા? **વિશ્વકર્મા જ્ઞાતિના આદ્યઉત્પાદક ભગવાન વિશ્વકર્માના પહેલા બે પુત્રો મનુ અને મય, અથવા સાનગને સનાતનના વંશજો વિના કોણ હોઇ શકે?** એ આજ પ્રદેશ છે કે જેને મનુએ પાછળથી આર્યદેશ કે આર્યાવર્ત એટલે આર્યોની ભૂમિ એ નામથી ઓળખાયો છે. હાલના સિંહાલીઝ કવિઓમાં નિર્વિવાદ રીતે સર્વ પ્રકારે શ્રેષ્ઠ કવિ, સિલ્પેનનો બટરમુલે સ્વામિ, જે એકલોજ માત્ર એવો સાક્ષર છે કે જેના કર્ણે શ્રી રાહુલના કાવ્યોનો મધુરરસ ઝીલ્યો છે, તેણે **શુદ્રનિર્ણય દર્પણ** નામનું પુસ્તક લખ્યું છે. એ પુસ્તકમાં તે કહે છે કે 'આર્યાવર્તમાં ઉચ્ચકુળમાં જન્મેલા લોકો છે.' આ ઘણુંજ ખરૂં છે અને તેઓ ઉપર વર્ણવેલા દેવતાઓ જેઓ ભગવાન્ વિશ્વકર્માના વંશજો અને નવન્દંન જ્ઞાતિના ઉત્પાદકો છે તેઓ પોતેજ છે. બીજા શબ્દોમાં કહીએ તો તેઓ સાંપ્રત સમયના વિશ્વબ્રાહ્મણો છે.

વર્તમાન કાળના કારીગરો જેઓને તામીલ ભાષામાં '**કમ્મલાર**,' તેલુગુ ભાષામાં '**કમ્સાલા**,' અને સંસ્કૃતમાં '**પંચાલ**' તરીકે ઓળખવામાં આવે છે તેઓ વ્યાસના જન્મના ઘણાકાળ પુર્વે પંજાબ ઓળંગનારા આર્યોના વંશજો છે. આર્યોની આ જાતિને પ્રાચિન કાળમાં વસિષ્ઠ અને બીજા ઋષિઓ, જેઓનો નિકૃષ્ટ ઉદ્‌ભવ આપણે ઉપર જોઇ ગયા છીએ, તેઓના વંશના હાલના ગોબ્રાહ્મણોથી જુદા ઓળખાય તેટલા માટે તેને વિશ્વબ્રાહ્મણ, દેવબ્રાહ્મણ, અને દેવ કમ્મલાર વગેરે ઉપનામોથી ઓળખવામાં આવતા. **હિન્દુસ્તાનમાંના તેઓના વસવાટ દરમ્યાન આ આર્યોએ ઘણાં પ્રખ્યાત મંદિરો, રાજમહેલો અને શહેરો બાંધ્યાં. અને સ્થાપત્ય સંબંધીના તેઓના અગાધ કૌશલ્યના જવલંત સ્મરણ ચિન્હો તરીકે આધુનિક સમય સુધી ખડાં ઉભાં છે.**

---

## પ્રકરણ ૧૦ મું.

## આદિકાળના આર્યોનો ધર્મ.

આદિકાળના આર્યોની ધાર્મિક ઉપાસનાઓનો કોઇ પણ જાતનો ચોક્કસ પ્રકાર હતો નહિ. માત્ર એકલા ધ્યાનથીજ તથા એકાકી સત્ય ઇશ્વરની ઉપાસનાની પદ્ધતિ–જે પદ્ધતિનો ઘણા વર્ષ પછી મહોમદ મુસ્તફા એક સમર્થ શૂરવિર પક્ષકાર નિવડયો હતો તે પદ્ધતિને તેઓ અનુસરતા હતા. આ પદ્ધતિમાં ક્રમે ક્રમે માનસિક પ્રણાલિકાથી વિકાસ થયો અને હૃદય વધારે ઉચ્ચ ભૂમિકામાં દોરાઇને ઉપાસનાને એક સર્વ શકિમાન્ પરમાત્મા પ્રત્યેની ભક્તિનું વધારે આધુનિક સ્વરૂપ પ્રાપ્ત થયું. જ્યાં સુધી એક માણસ દ્રઢતાથી અને પ્રમાણિક પણે પોતે સ્વીકારેલી પદ્ધતિમાં માનતો હોય અને આ જગતમાં નિષ્પાપ જીવન ગાળતો હોય ત્યાં સુધી તે ઉપાસનાની ગમે તેવી પદ્ધતિ અખ્ત્યાર કરે તેમાં શું ફેર પડે? મરણ પહેલાં આ જગત્માં પુણ્યમય જીવન ગાળવાનો બોધ આપવો તથા બીજા જીવનમાં 'અનંત જીવન બક્ષિસમાં મળશે એવું ધાર્મિક આશ્વાસન દેવું એમાંજ બધા ધર્મો વિરામ પામે છે. બધા ધર્મો સત્ય ઈશ્વરની ભક્તિ માટેના ચીલાઓ મધ્યસ્થ સંસ્થા સ્વરૂપેજ છે. બ્રહ્મ કહે છે "હું બધી માનવજાત તરફ એકજ રીતે વર્તું છું. બીજા દેવોને ખરા હૃદયથી (અંતઃકરણ પૂર્વક) પૂજનાર અનાયાસે મ્હનેજ પુજે છે, પુજાનો સ્વીકારનાર પણ હું જ છું, બધા ભક્તોની ભક્તિનું ફળ હુંજ છું." બીજા ધર્મના દેવોના ફરમાનોની સરખામણીમાં નમ્ર હિન્દુઓના (દેવના) વાકયો કેટલા સર્વગ્રાહી અને ક્ષમાશીલ (દયામય) છે!! અને બીજી બાજુએ જોતાં જો એક માણસ ઉપાસનાની હરકોઇ પદ્ધતિને આ જગતમાં અનુસરે અને આ સંસારમાં નિષ્કલંક જીવન ગાળે તો કેમ? ખરેખર અહિં આ જગતમાં અને આ ભવમાં જીવનના બદલામાં (મરણ પછી) કોઇ પણ મનુષ્ય પ્રભુના દરબારમાં

દંડના બંધનો અને શિક્ષાને પાત્ર થઈ શકતો નથી. એક ઈશ્વરને પૂજવાનો ધર્મ જે આપણા પૂર્વજોનો મૂળ ધર્મ હતો તેની સરળતા પર કૃષિ કર્મની શોધથી ઉંડી છાપ પડી કૃષિ કર્મની શોધ એક અકસ્માત બનેલા બનાવ ઉપર કરેલા સાદા વિચારને આભારી હતી. જંબુમ નામના કેટલાક નેપાળી આર્યો વિન્ધ્યાચળ પર્વત તરફ જતા હતા, ત્યારે તેઓએ અગત્સ્ય ઋષિને હાથમાં દંડ અને કમંડલ ધારણ કરીને ટેકરીઓ ઓળંગતા જોયા. ઋષિના દંડને લીધે જે ખાડા ખેયાની હાર પડી હતી તેમાં વરસાદ પડયા પછી વનસ્પતિને જંબુમ લોકોએ પુષ્કળ પ્રમાણમાં ઉગતી દેખી આ ઉપરથી તેઓએ એવું ધોરણ બાંધ્યુ કે ખેતીને માટે પૃથ્વીને ખેડવાની જરૂર છે. હિન્દુસ્તાનમાં ખેતીની ઉત્પત્તિનો આ કહેવાતો ઈતિહાસ છે. આ સોધ થઈ તે કાળમાં લોકો વાંસની ગાંઠો, જવ, જંગલી પાલા અને પોતાની ગાયોના દૂધ ઉપર નિર્વાહ કરતા હતા. પીવાને માટે બિલ્વફળ (બીલાં) નો રસ વાપરવામાં આવતો. આ બિલ્વ રસ તે કોઈક પ્રતિનિધિ આલ્કોહોલવાલા પદાર્થનો લાગે છે; જે કેફ ઉત્પન્ન કરવાની બાબતમાં હાલના સમયના કોઇ પણ માદક પદાર્થ કરતા તે જરાપણ ઉતરતો હોવો જોઈએ નહિ શાસ્ત્રોએ માદક પદાર્થો સેવનારા તરફ જે શાપ વચનો વખતો વખત ઉચ્ચાર્યાં છે તે જોતાં આપણી આ ધારણાને પુષ્ટિ મળે છે. મદાત્યય (નીશાને લીધે ઉપજતો સન્નિપાત) ના સતત બનતા બનાવો અને શ્વાસમાં આવતી દારૂની દુર્ગંધ દૂર કરવાના ઉપાયો તથા નુસ્ખાઓની મોટી સંખ્યા એ બધું સ્પષ્ટ રીતે સૂચવે છે કે ઉંચામાં ઉંચી પંક્તિના માણસો પણ કોઈક કેફી પીણું છૂટથી વાપરતા હોવા જોઈએ. આજ ખરેખરી હકીકત છે. આર જાતના કેફી પીણાં વર્ણવામાં આવ્યા છે અને તેમાં **સોમામૃત** (સોમરસ) સોથી પ્રખ્યાત છે. ઋગ્વેદ તેની પ્રશંસાથી છલાછલ ભરેલો છે. જેમ જેમ માણસ તેને વધારેને વધારે પીતો જાય તેમ તેમ તેને આ પીણું વધારે વધારે પીવાનું મન થતું. આ વ્યસન માત્ર સામાન્ય (સંસારી) માણસોમાંજ ફેલાયલુ હતું એમ નહિ પરંતુ દેવોને તથા તેમના

પુરોહિતોને પણ તેનો પાસ લાગ્યો હતો. **ત્વષ્ટા પ્રજાપતિ જે તામ્રકાર [કંસારો] હતો તેનો પુત્ર વિશ્વરૂપ દેવોનો પુરોહિત હતો.** આ વિશ્વરૂપ અને તેનો ઋભુ નામનો શિષ્ય એ બેજ જણને દેવોની સાથે સોમરસ પીવાનું માન આપ્યું હતું. આ વિશ્વરૂપે સોમયાગ વખતે તે નીશા ભર્યો મધ એટલો બધો પીધો હતો કે તેને ઉલટી થઇ ગઇ, અને વધ માટે તેની સમક્ષ આણેલા પ્રાણીઓ ઉપર પોતાના પેટમાંનો ઉછળતો મદ્ય તેણે ઓકી કહાડયો. તે ઉપરથી જણાય છે કે આર્યો પીતા હતા તે કાંઇ બિલ્વ ફળનો રસ માત્ર જ ન હતો પણ માનવ જાતિના કલંક રૂપ ગણાતા હાલમાં ગાળવામાં આવતા પૈશાચિક દારૂઓના જેવી ઉત્તેજક અને બહેલાવનાર કોઈક મદીરા હતી. કૃષિકર્મનો પ્રારંભ થયા પછી ભૂમિ પૂજા અગ્નિ પુજા વગેરે વિધ વિધિ પ્રકારનું તત્વ પુજન ( પંચમહા ભૂતોનું પુજન પહેલીજ વાર પ્રચારમાં આવ્યુ. દરેક તત્વનો એક એક અદ્દશ્ય અધિષ્ઠાના દેવતા છે, અને જો કોઇ તત્વમાંથી કાંઇ અર્થ પ્રાપ્તિ કરવી હોય તો તે તત્વના અધિષ્ઠાતા દેવતાની ઉપાસના દ્વારા શાન્તિ કરવી જ પડે એવી પ્રાચીન માન્યતા પર ઉપલી તત્વ પૂજાનો પાયો રચાયો છે.

ગેર સમજથી ઉત્પન્ન થએલો આ એક બુદ્ધિ વિભ્રમજ છે. તેમાં ઉંડા ઉતરીને તેનું મૂળ તપાસતાં જણાશેકે આ વિચારની સંભાવનાજ જુઠ્ઠી હતી. એકજ પ્રભુની પ્રતિમા રૂપ સૂર્યને ગણીને તેની ધારા પ્રભુ પુજન કરવાના ‘ માગી ’ લોકોના ચાલતા આવેલા સરળ ધર્મ ઉપર રચાએલું વધારે વિસ્તૃ પૂજનની શૈલી રૂપજ આ નવું પૂજન ( ઉપાસના ) હતું, સમય વીતતાં સૂર્યની પ્રતિમાની **ઉપાસનાની** પાછળ રહેલી પ્રભુની ભાવના . પલટાઈ જઈને પ્રતિમા પૂજનના રૂપમાં સમાઇ ગઇ. અને સૂર્ય પોતે પ્રતિમા મટીને ઈશ્વર રૂપે પૂજાવા લાગ્યો. સૂર્ય પૂજામાંથી તત્વ પૂજામાં થએલી ક્રાન્તિ તે ગોની વાડીને લીધે થએલી પ્રગતિનું પરિણામ છે.



# પ્રકરણ ૧૧ મું.

## વૈદિક યુગ.

હિન્દુ લોકો પોતાના યુગની મર્યાદા લાખો વરસથી માપે છે. ઝંદ અવસ્તાનો ઉત્પત્તિ કાલનો નિર્ણય પણ તેટલોજ અનિશ્ચિત છે. આ મહાન ગ્રંથનો રચનાર જરથુષ્ટ્ર પ્રાચિનકાલના એક ઘણા પુરાણા જમાનામાં અસ્તિત્વ ધરાવતો હતો. અને 'વિસિ-સિટયુડઝ્ ઓફ આર્યન સિવીલીઝેશન' એ નામના પોતાના ગ્રંથમાં પ્રોફેસર કુન્તે આપણને જે જણાવે છે તે સત્ય હોય તો ઝોરોસ્ટર ઉર્ફે જરથુષ્ટ્ર તે મનુનો ભાઇ ત્વષ્ટ્રાજ હોવો જોઇએ અને જો તેમ હોય તો વેદ અને ઝંદ અવસ્તા તે બન્ને મહાન ગ્રંથો ખરેખર સમકાલીન હોવાં જોઇએ. અને તેથી જરથુષ્ટ્રના અસ્તિત્વનો સમય વેદો રચાવાના કાળનો આપણને કાંઇક ખ્યાલ આપી શકે. પ્લીની જરથુષ્ટ્રને મહાન યહુદી (ધમાલ મચાવનાર) મુસાની સાથે સરખાવે છે પણ તે તેને એ ધાંધલીઆ ઇઝરાયલાઇટ કરતાં હજારો વર્ષ આગળ જન્મેલો ગણે છે. એરીસ્ટોટલ અને એક્ઝોડસ તેને પ્લેટોની પૂર્વે છ હજાર વર્ષ પહેલાંનો કલ્પે છે. ઇ. સ. પૂ ૪૭૦માં થઈ ગએલો લીડીઆનો ઝેન્થીઅસ નામનો લેખક તેને ટ્રોજન યુદ્ધ પૂર્વે ૬૦૦ વર્ષ ઉપર અસ્તિત્વ ધરાવતો હોવાનું કલ્પે છે. આ સઘળી તવારીખો ખરેખર સંશયાત્મક તો છેજ, અને તે અનિશ્ચિત તથા અપૂર્ણ મુદ્દાઓ ઉપરથી રચી કહાડેલી હોઈ વધારે ઓછી શંકાસ્પદ કલ્પનાઓ ગણી શકાય.' ઝંદ અવસ્તા અને ઋગ્વેદ સંહિતા આપણને આપણા પ્રાચીન પૂર્વજોના પ્રાચીનકાલ વિષે જેટલું ભાન કરાવી શકે છે તેટલું આધુનિક ધુરંધર પંડિતોના ગ્રંથો પણ ભાગ્યેજ કરાવી શકે તેમ છે. પોતાના લેખકોના પૂર્વજોને આર્ય તરીકે ઓળખાવવામાં આ બન્ને પવિત્ર ગ્રંથો સંમત છે. વૈદિક હિન્દુઓ

પોતાની જાતને આર્ય તરીકે ઓળખાવે છે અને જે ભુમિ તેમનું નિવાસસ્થાન હતી તે ભૂમિને આર્ય દેશ તરીકે કહેવડાવે છે, જરથુષ્ટ્રના પૂર્વજોનું વતન આર્ય વેજો "આર્યન વઇજો" નામનું હતું. મહાન્ ડરાયસ પોતાની જાતને આર્યન કહેતો. જો આનો સૂક્ષ્મતાથી કોઇ વિચાર કરે તો તેને માલમ પડશે કે આ લોકો અર્વાચીન વિશ્વકર્માઓના ભાઇઓજ હતા.

'ઝંદ અવસ્તા' એ શબ્દનો અર્થ કાંઇક વિચિત્ર છે. તેનો અર્થ "વિવરણ" અગર "ટિકા" એવો થાય છે. અને તે શેની ટિકા? શું તે ટિકા વેદોનીજ નહિ હોય? આ બન્ને ગ્રંથોના મુખ્ય મુખ્ય ફકરાઓને સાથે વાંચી સરખાવવાથીજ આ બાબત પર જે કાંઈ શંકાઓ હોય તે જરૂર નષ્ટ થશે. આ બધું ગમે તે હો પરંતુ ઘણાજ પ્રાચીન કાળમાં વેદની ઉત્પત્તિ થએલી જોઈ શકાય છે. સામાન્ય માન્યતા એવી છે કે પ્રાચિન આર્યો એટલે મનુ અને તેના ભાઇઓના વંશજો હિન્દુસ્તાનમાં દાખલ થયા તે પછી આ બન્ને ગ્રંથો રચાયા હતા. '**મયચરિત**'માં એવો અભિપ્રાય દર્શાવવામાં આવ્યો છે કે વેદો આર્યાવર્તમાં રચવામાં આવ્યા હતા. અને એ વાત આધારણાને ટેકો આપે છે.

મદ્રાસવાળા ડૉ. એન્ડી એમ કહે છે કે "**જ્યારે સાનગ અને સનાતન જેઓ સામાન્ય રીતે મનુ અને મયને નામે ઓળખાય છે તેઓના વંશજો દેવભૂમિ અર્થાત્ દેવતાઓના નિવાસ સ્થાનમાં રહેતા હતા,** ત્યારે વિવિધ યજ્ઞ યાગાદિ કરવામાં આવ્યા હતા, અને વૈદિક ઋચાઓ ગાવામાં આવી હતી. આ ઋચાઓ શરૂઆતમાં મંત્ર રૂપે હતી પછી તે વાકયોમાં ગોઠવવામાં આવી; અને છેવટે તેણે સૂત્રોનું રૂપ લીધુ. અને આ સૂત્રો પ્રણવના ઉપયોગથી વૈદિક રૂપે વિકાસ અને આદર પામ્યા. अ उ અને म એ ત્રણ અક્ષરોનો બનેલો ॐ નામનો માર્મિક સબ્દ એ પ્રણવ છે. તેમાં પ્રથમ અક્ષર अ જન્મ સ્થાન બતાવે છે. उ આદિસ્થાન

બતાવે છે અને મ્ ઉત્પત્તિસ્થાન બતાવે છે. વેદની ઋચાઓ પહેલાં તુટક ખંડોમાં બોલાતી હતી. સમય જતાં તેનો ઉપયોગ ઓછો થતો ગયો અને તેનું રક્ષણ કરવાને માટે રાવણે* કેટલીક ઋચાઓનો જથ્થો બનાવ્યો, અને સામવેદની હજાર શાખાઓ પડી. આ વેદોની ફરીથી અવગણના થઇ અને છેવટે વ્યાસે તેનો ફરીથી સંગ્રહ કર્યો તથા તેણે તેમાંના સ્તુતિ વિષયક વિભાગોને **ऋक्**, યજ્ઞ યાગાદિ ક્રિયા વાળા વિભાગને **यजुर**, સંગીતાત્મક વિભાગને **साम** અને શ્લોકાત્મક વિભાગને **अथर्ववेद** એ નામો આપી વિભાગો પાડયા. અને આ પ્રમાણે હાલમાં જણાએલા ચાર વેદો રચાયા."

તેજ પ્રખ્યાત લેખક કહે છે કે "દરેક યાગ કેવી રીતે અસ્તિત્વમાં આવ્યો તે સિદ્ધ કરવાને ઉલ્લેખો છે. યજ્ઞક્રિયા કરવાને વાસ્તે ચાર પુરોહિતોની જરૂર પડતી. પહેલાને અધ્વર્યુ કહેતાં તે યજુર્વેદી હતો; અને યજ્ઞક્રિયા કરાવનાર તરીકે મયનો પ્રતિનિધિ ગણાતો. બીજાને હોતા કહેતાં અને તે ઋગ્વેદી હતો તથા સ્તુતિ કરનાર તરીકે તે મનુનો પ્રતિનિધિ હતો. ત્રીજાને ઉદ્‌ગાતા કહેવામાં આવતો. ત્વષ્ટાનો પ્રતિનિધિ રૂપે તે ગાનાર પુરોહિત સામવેદી હતો. ચોથાને બ્રાહ્મણને નામે ઓળખતા. તે અથર્વવેદી અને શિલ્પીનો પ્રતિનિધિ તરીકે ગણાતો તથા તે તપાસ રાખનાર (દેખરેખ રાખનાર સુપ્રિન્ટેન્ડન્ટ જેવો) ગણાતો" આ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે વેદ તે પુરાણા કારીગર (સ્થાપત્ય કુશળ) બ્રાહ્મણોનીજ આગવી બનાવટ છે. અને આ લોકો બ્રહ્મણોમાંથી પેઢી દર પેઢી સીધા ઉતરી આવેલા હોવાથી

* રાવણ લંકા (સીલોન) માં એટલો બધો જાણીતો છે કે તેની કોઇપણ જાતની ઓલખાણ આપવાની જરૂર નથી. તે વિશ્વકર્મા જ્ઞાતિનો બ્રાહ્મણ હતો અને વિશ્વકર્માની દીકરી મંદોદરી સાથે પરણ્યો હતો. તેનું સીલોન પરનું આક્રમણ જાહેર છે. તેના તબેલા સીંગાપુરમાં હતા.

તેમના વંશજોને "પૌરૂષ" ના ઉપનામથી ઓળખવામાં આવે છે. અર્વાચીન કાળના વિશ્વકર્માના આ લોકો પૂર્વજો છે (આચારી) આચાર્યના સામાન્ય ઉપનામથી તેઓ ઓલખાયે છે. આ નામમાં આ, ચા અને ર્ય (રી) એ ત્રણ અક્ષરો છે. તેમાં 'આ'નો અર્થ વેદનું જ્ઞાન, 'ચા' નો અર્થ શાસ્ત્રોનો અભ્યાસ અને 'ર્ય' (રી) નો અર્થ કળામાં કૌશલ એવો થાય છે. અને જેને આ ત્રણે પ્રકારનું જ્ઞાન હોય તે માણસજ 'આચાર્ય' (આચારી) એટલે 'શિક્ષક' એવા ઇલિકાબનો હક્કદાર છે.

સિલોનમાં સાધારણ રીતે નવન્દન્નોના નામથી ઓળખાતી આચાર્ય જ્ઞાતિના માણસો જન્મથી અને વંશથી સૂર્ય કુળના મનુવંશના એટલે કે સૂર્યકુળનો જે ઉત્તમોત્તમ વિભાગ હયાત છે તેમાંના છે; એવું ઉપર આપેલા પ્રમાણો અને ઉપર વર્ણવેલી હકીકત ઉપરથી સ્પષ્ટ દેખાઇ આવે છે. **એ પણ સત્ય છે. કે ગોવી અને ગો બ્રાહ્મણોના દ્રઢ ઐક્યથી સિલોન અને મદ્રાસના વિશ્વકર્માઓની સામાજીક પદવીનું પરિવર્તન થયું છે.** પણ ઉત્તમોત્તમ વંશના પવિત્ર અને શુદ્ધ 'પૌરૂષ' બ્રાહ્મણો હોવાનો તેઓનો (વિશ્વકર્માઓનો) જન્મ સિદ્ધ હક્ક લુંટી લેવાનો પ્રતિસ્પર્ધીઓની ગમે તેવી પ્રબળ એકસંપી કે ગમે તેવું સમર્થ સંગઠ્ઠન કદી પણ શક્તિવાન થશે નહી.



## પ્રકરણ ૧૨ મું.

## વિશ્વકર્માઓનું શ્રેષ્ઠત્વ.

**આ**ગલા પૃષ્ટોમાં વર્ણવામાં આવેલી મુદ્દા સરની હકીકત તપાસવાથી જરૂર માલમ પડી આવશે કે ભૂતકાળમાં વિશ્વકર્મા-ઓની સામે ઘણા પ્રબળ દુશ્મનો વિદ્યમાન હતા. આ શત્રુઓએ જાહેર કરેલાં તમામ વિરોધ ભર્યાં કામો અને તેઓએ એકસંપી થઇને રચી કહાડેલા તર્કટોને લીધે એક વખત ઘણોજ આદર પામનારી વિખ્યાત વિશ્વકર્મા જાતિની તે ઉચ્ચ અને પ્રતિષ્ઠિત પદવીને કાંઇ ઓછો ધોકો લાગ્યો નથી. આ બળવાન શત્રુઓ પૈકી તે વિદ્વાન છતાં અધર્મી પુરૂષ, કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ, જેને સામાન્ય રીતે વેદવ્યાસના નામથી ઓળખવામાં આવે છે તેનાથી બીજો કોઇ પણ વધારે સમર્થ ન હતો તે વિશ્વબ્રાહ્મણોનો નૈસર્ગિક શત્રુ હતો. કોઇ પણ જ્ઞાતિની શ્રેષ્ઠતા પુરવાર કરવા માટે તેજ જ્ઞાતિના શત્રુઓના લખાણોમાંથી મળી આવતાં તે શ્રેષ્ઠતાના પુરાવાઓ કરતાં બીજી કોઇ પણ જાતની બીનાઓમાંથી વધારે પાયાદાર પુરાવાઓ મળવા અશકય છે,

જગ વિખ્યાત મહાભારતનો ગ્રંથ વ્યાસની અપ્રતિમ કલ-મથી લખાયલો માનવામાં આવે છે. **મહાભારત વિશ્વકર્માઓનું વર્ણન કરતાં કહે છે કેઃ—**

**विश्वकर्मा महाभागो वन्दे शिल्प प्रजापतिः**
**कर्ता शिल्प सहस्राणाम् त्रिदशाना मोहवार्धकिः ॥**
**भूषणाना च सर्वेषां कर्त्ता शिल्पवतांवरः॥**
**यो दीव्यानि विमानानि त्रिदशनां हि कारकः॥**
**मनुष्य स्योप जीवन्ती तस्य शिल्पेन महात्मनः॥**
**पूजयन्ति चयंनित्यं निश्वकर्माणमव्य यम॥**

**" ભગવાન વિશ્વકર્મા તમામ ઔદ્યોગિક કળાઓના પ્રજાપતિ અર્થાત્ પ્રભુ, સર્વ ભૂષણોના ઘડનાર તથા સર્વ સ્થપતિઓના શિરોમણિ હતા. લોકો તેમના વ્યાપારને અનુસર્યા, તેમને આધીન થયાં અને તેમની તેઓએ સર્વ શક્તિમાન અને અનંત ઇશ્વર રૂપે ઉપાસના કરી."**
( મહાભારત ૧. ૨૫૯૨. )

વિજયંત નામના બીજા અત્યંત પ્રમાણ ભૂત ગણાતાં ગ્રંથમાં વિશ્વકર્મા જ્ઞાતિની એટલીજ ભાવભરી સ્તુતિ મૂકત કંઠે કરી છે. એ પુસ્તક આ જ્ઞાતિને તમામ વિદ્યમાન જ્ઞાતિઓમાં અગ્રસ્થાન આપે છે. તે પુસ્તકના રચનાર વિજયંત નામના ઋષિ હતા તેમનો આવાસ કૈલાસકૂટ નામના ગિરિપ્રદેશમાં હતો તે માનનીય આસન ઉપરથી તેમણે સ્કંદ રાજાને સંબોધન કર્યું છે, ચારે માન શાસ્ત્રોનું વર્ણન કર્યા પછી તથા મનુ, મય અને ત્વષ્ટાના ગ્રંથોના વિવેચન પછી તે ઋષિ કહે છે કે **"વિશ્વકર્મા જાતિના બ્રહ્મર્ષિઓ આ માન શાસ્ત્રના પ્રણેતાઓ હતા."**

રાજમુગટ બનાવવા માટેના વિશાળ ખંડને યોગ્ય સ્થળનું, તે ખંડની લંબાઇ, પહોળાઈ તથા ઉંચાઇનું, મુગટો બનાવનાર આચાર્યની ખાસિયતો અને લક્ષણોનું. તેમના પોષાકનું તથા યજ્ઞહોમ વગેરે કરવા માટે ઉપયોગમાં આવતી વસ્તુઓનું વર્ણન કરવા ઉપરાંત તે કહે છે કેઃ—

**ससर्जिता ब्रह्म पुराहि लोकम् ।**
**पूर्वा ग्नियाम्या दिग्देशभागम् ।**
**तदन्यभूतानि बलीनि तच्छिस्वम् ।**
**सत्यादविच्छेद प्रजापतिभ्यः ॥**

ઘણાં પ્રાચિન કાળમમાં પૂર્વ, અગ્નિ અને દક્ષિણ દિશામાં શાસન કરતાં બ્રહ્મ આ જગત ઉત્પન્ન કર્યું. આવી રીતે ઉત્પન્ન કરેલાં જગમતમાં મુગટો ઘડવાને માટે બ્રહ્મ સિવાયના

બીજા દેવો અજાણ્ અને અસમર્થ હતા, ખરેખર આ મુગટો ઘડનારી વિશ્વકર્મા જ્ઞાતિ બ્રહ્માની સીધી વંશજ છે.”

તેજ પ્રખ્યાત પુસ્તક માંથી નીચે આપેલો ઉતારો આ જ્ઞાતિની ખાનદાની સ્પષ્ટ રીતે સિદ્ધ કરે છેઃ—

**विश्वदेव कुलेजातः संशुद्धोभय वंशजः।**
**सर्वशास्त्र धरोदक्षः स्थपतिः दृशकर्मणि ॥**

“જે આચાર્ય વિશ્વકર્મા જ્ઞાતિમાં જન્મેલો હોય અને જેની માતા અને પિતાએ બન્ને જણા જાતે શુદ્ધ અને ઉન્નત (ખાનદાન) ભગવાન વિશ્વકર્માના વંશમાં ઉત્પન્ન થએલા હોય, જેઓ સર્વે શાસ્ત્રોમાં પારંગત હોય અને જેઓ દશે જાતની કળાઓમાં નિપુણ હોય તે આચાર્ય સ્થપતિ એટલે મુખ્ય આચાર્યનું પદ મેળવે છે”

વળી એજ ગ્રંથમાંનો એક બીજો ફકરો કોને આચાર્ય તરીકે નીમવાનો અધિકાર છે અને કોને નથી તેનું વિવેચન આ પ્રમાણે કરે છેઃ—

**ताम्रश्वेतादिकुष्टंच**
**वेत्रकोन्मत्तकाणकम्।**
**शूद्रादिर्मन्य जातीन्या**
**स्थपतीन्परिवर्जयेत् ॥**

“ખાનદાન વિશ્વકર્મા જ્ઞાતિના મનુષ્ય સિવાય જેને કોઢનો રોગ થએલો છે એવો માણસ, નોકર, ગાંડો અગર અંધ માણસ, શૂદ્રવર્ણનો, અગર શૂદ્રના જેવા સ્વભાવની બીજી કોઈ જાતિના માણસનો મુખ્ય આચાર્ય તરીકે સ્વીકાર કરવો નહિ.”

વળી તેજ પુસ્તકના બીજા એક ફકરામાં આ આચાર્યનું કેવા પ્રકારે સન્માન કરવું તેનો ઉપદેશ કરે છે.

**एतच्चतुर्विधा चार्यान् मानयेत् ब्रह्मपुत्रवत् ।**
**सर्व कर्म क्रिया चित्रा येषा मुक्ता प्रमाणतः॥**

"આ ચારે પ્રકારના આચાર્યો જેઓ વિવિધ પ્રકારના તમામ ઉદ્યોગો વિષે નિપુણ છે તેઓને બ્રહ્મપુત્રના જેવું માન અને આદર આપવાં."

જુના વખતમાં આ ખટપટી પુરોહિતો રાજાઓને રાજ્યાભિષેક કરાવવાનો વિશિષ્ટ અધિકાર પચાવી પડયા તે અગાઉ તે મહત્વનું કાર્ય હંમેશાં મુગટ બનાવનાર વિશ્વકર્મા અગર આચાર્યના એકલાનાંજ અધિકારમાં હતું. વાસ્તવિક રીતે વિશ્વકર્મા જ્ઞાતિના આચાર્ય સિવાય બીજા કોઇને પણ એ ક્રિયા કરાવવાની છુટ ન હતી પૂર્વમાં તો આ પ્રથા સર્વથા પ્રચલિતજ હતી.

એ એક ભવ્ય ક્રિયાહતી સર્વ પ્રકારના અલંકારોથી વિભૂષિત અને શ્વેતધજાઓ ધારણ કરેલા શિષ્ય મંડળથી શોભતો આચાર્ય રાજાની અડોઅડ આગળ આવેલા હાથી ઉપર સ્વારી કરતો અને રાજ્યમહેલથી રાજ્યાભિષેકના સંભામંડપ સુધી સ્વારી જતી અને ત્યાં ( રાજ્યાભિષેકના સભામંડપમાં ) આચાર્ય રાજાને મુગટ ધરાવતો.

**વિશ્વકર્તા જ્ઞાતિને આચાર્યનું પ્રાચીનકાળના રાજાઓ તરફથી પુષ્કળ સન્માન કરવામાં આવતું.** આમ કરવાના બે કારણો હતા તેની ઉચ્ચજ્ઞાતિને અનુલક્ષીને તથા તેના ઉચ્ચ ધંધાને અંગે આ સન્માન તેને આપવામાં આવતું રાજમહેલમાં પણ તેને વસ્ત્રાસન નામથી ઓલખાતું આસન આપવામાં આવતું. આ આસન જેઓની જ્ઞાતિ અને ધંધો ઉત્તમ હોય તેઓનેજ આપવામાં આવતું હતું.

આચાર્યનો સામાન્ય પોષાક અને માથા ઉપર વાળ રાખવાની તેની ઢબ પણ એની જ્ઞાતિની ઉત્તમતાની મજબૂત સાબીતીઓ પુરી પાડે છે વિષ્ણુસ્મૃતિ નામના ગ્રંથમાંથી નીચેના વચનો ટાંકયા છે !

**शूद्र चतुर्थ वर्णस्तु सर्व संस्कार वर्जितः।**
**उ क्तस्यात्तु संस्कारो द्विजे स्वात्म निवेदनम्॥**

આ સિદ્ધ કરે છે કે કુટુંબી, મંત્રેલી માળા તથા યજ્ઞોપવિત ધારણ કરવાનો માત્ર બ્રાહ્મણોનેજ અધિકાર છે શૂદ્રોને નહિ.

સગર રાજાના શાસનો પ્રમાણે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યનેજ કુટુંબી પહેરવાનો હક્ક હતો. કોઇ ધાર્મિક આજ્ઞાના પાલનનું એ ચિન્હ નથી. એતો આર્યવંશમાં ઉત્પત્તિ થયાની નિશાની છે અને એક આર્યને એ ચિન્હથીજ પિછાની શકાય છે. વિશ્વબ્રાહ્મણોમાં આર્યત્વ અને શ્રેષ્ટત્વના આરોપન કરનારા આ ઉપરાંત અનેકાવધિ પ્રમાણો મળી આવે છે. **વિશ્વબ્રાહ્મણો પંચમુખી ભગવાન વિશ્વકર્માના વંશજો અને મનુના કુલના ઉજ્વલ આર્યો હોવાથી સર્વવર્ણોથી સેવવા લાયક, અત્યંત આદરને પાત્ર તથા ઉત્તમોત્તમ સંસ્કૃતિના પોષક છે.** શિલ્પાદિ સર્વોત્કૃષ્ટ કલાઓમાં જેઓએ નૈપુણ્ય પ્રાપ્ત કરેલું છે તેવા વિશ્વકર્માઓની કીર્તિકથા અને મહિમાના ગુણાનુવાદ હસ્તામલકવત પ્રત્યક્ષ અને સૂર્ય જેવી ઝળહળતા છે તેના સમર્થનમાં પ્રમાણ પરંપરા આપીને તેનું સમર્થન કરવા પણું બીલકુલ રહેતુંજ નથી, જો એ જાતિમાં પ્રબોધન થાય તે જાતિમાં જાગૃતિ આવે અને ચૈતન્ય પ્રગટે તો બ્રાહ્મણાદિ દ્વિજ ગણાતી જ્ઞાતિઓ કે જેઓના પૂર્વજો અધમ પ્રાણીઓની યોનિમાંથી ઉદ્ભવ પામ્યા હતા તેઓનું મિથ્યા ગૌરવ અને દંભ પ્રભાતના ધૂમસની માફક ગળી જાય અને આ કુસંપથી બળહીન બનતી જતી અજ્ઞાન જાતિ ફરી પાછું પોતાનું પ્રાચીન ગૌરવ સ્થાપી શકે.

પુરાતન સ્થાપત્ય અને કારીગરીના ઉત્તમોત્તમ નમુનાઓ આજે ઘણા શિષ્ટ લોકોને પણ તે શીલ્પીઓની પ્રશંસા કરવા પ્રેરે છે. અને કેટલાંક ઉત્તમ નમુનાઓ જોતાંજ કોઇ પણ નિષ્પક્ષ

ભાવે નિરીક્ષણ કરનાર ને સ્પષ્ટ જણાઈ આવશે કે માન શાત્રોના પ્રમાણ પુરસ્સર ઘડેલા તથા કોરેલા તે નમુનાઓ ઉપજાવનારા અતિશૂદ્રકે શૂદ્રવર્ણ જેવા અધમ સંસ્કાર પામેલાતો હોઇ શકેજ નહિં એટલુંજ નહિ પરંતુ અનેક વિદ્વતાભર્યાં પુસ્તકોમાં વર્ણવ્યા મુજબ, એ નમુનાઓ ઉપજાવનાર તો કેવળ શુદ્ધ બ્રાહ્મણ હોઈ વેદાદિ શાસ્ત્રોના અધિકારને લીધે ઉત્તમ સંસ્કૃતિથી વિભૂષિત અને સર્વથી ઉત્તમ જાતિજ હતી. એમાં કોઈ પણ જાતનો સંશય નથી.



## પ્રકરણ ૧૩ મું.



# સીલોનની ગોવી જ્ઞાતિનો ઉદય અને પ્રગતિ.

સીલોનની ગોવી જ્ઞાતિનો જે ચમત્કારિક અભ્યુદય થયો છે તે જોઇને સિંહાલીઝ લોકોના ઇતિહાસનો કોઇ પણ અભ્યાસી આશ્ચર્ય મુગ્ધ થયા વિના રહેશે નહિ. સિંહાલીઝ રાજ્યના અંત સમયે આ વર્ગની અજબ રીતે આગળ પડી આવતી પ્રબળ કાર્યશક્તિ, આ ટાપુના મનુના વંશના રાજ્યકાળના પ્રારંભમાં થઇ ગએલા તે જુલમગાર રાજાઓના સમયમાં તેમની (ગોવીઓની) સામે દાખવવામાં આવેલી સખ્તાઇને લીધે મંદ–શિથિલ–પડી ગઇ હતી. સને ૧૧૯૮ માં રાજ કરતા પ્રખ્યાત રાજા કીર્તિનિ શકમલ્લના હુકમથી પોલન્નારૂપા ખાતે એક શિલા લેખમાં કોતરેલા લેખથી આપણે ઉપર કહેલા અનુમાનને ઘણી પુષ્ટિ મળે છે. આ અગત્યના દસ્તાવેજનું નીચે લગભગ ખરૂ ભાષાન્તર આપ્યું છે,

"રાજા સામે દ્રોહ કરવાનો વિચાર સરખો પણ ન થાય. રાજા વગર રહેશોજ નહિ. તેથી જો કદાચ રાજા; વાઇસરોય (પ્રતિરાજા, સુબો,) કે રાજકુમારો ન હોય તો રાણીઓને દેશ ઉપર રાજ્ય ચલાવવા દેજો. પણ ભગવાન બુદ્ધની માલીકીના આ લંકાદ્વિપમાં રાજ્ય કરવા માટે કેરલ કે ચોલાના બુદ્ધધર્મના વિરોધી રાજાઓની અભિલાષા કરશો નહિ. તેઓની તરફેણમાં જેઓએ બળવો ઉઠાવ્યો હતો તેઓ દ્રોહી છે. હંસ જોડે કાગડો, ઘોડા જોડે ગધેડો, નાગ જોડે કીડો, સૂર્ય જોડે આગીઓ, હાથી જોડે બગલો અને સિંહ સાથે શિયાળ સરખાવી શકાય નહિ તેમ એક ગોવીને રાજા તરીકે ઇચ્છશો નહિ. તેઓ (ગોવીઓ)

ગમે તેટલા સત્તાવાન હોય તો પણ તમને રાજ્ય કાર્યમાં વિશ્વાસની એકપણ જગ્યા પર નીમશો નહિ. તેઓ અને તેઓની જાતિ નમશે અને પગમાં પડી ખુશામત કરશે છતાં પણ તેઓ પૈકીના એકને કાંઇ અધિકાર આપો અને તે જરૂર રાજદ્રોહી નીવડશે. જો રાજકુળનો કોઈ તેમની સાથે ભળે છે તો તેનું માથું ધડથી જુદું પાડવામાં આવે છે માટે વિજયના રાજકુળના કોઈ પુરૂષને રાજા તરીકે પસંદ કરજો અને તમારા દેહમાં જેવી રીતે આંખને જાળવો છો તેમ તેનું રક્ષણ કરજો. "

એક શિલાલેખ માટે આ ભાષા ઘણી કડક છે. પોતાની પ્રજાના એક અલિષ્ટ લોક સમૂહની ઉગતી મહત્વાકાંક્ષાને આટલી બધી હાનિ પહોંચાડનાર, આજ્ઞાપત્રને ( શિલામાં કોતરીને ) ચિરસ્થાયી બનાવવાને આવા પ્રખ્યાત રાજાને પ્રેરનારા કેવા સંજોગો ઉત્પન્ન થયા હતા એ કહેવું અસંભવિત છે. પણ ગોવી લોકોની કોઇ તોફાની કાવત્રાખોર છુપી ટોળીની ઉત્પાત કારક ચળવળનું આ પરિણામ હોવું જોઇએ, કે જે ચળવળથી રાજાનું સિંહાસન જોખમમાં આવી પડેલું હોવું જોઇએ. આ સિવાય રાજાના ક્રોધનું બીજું કોઇ પણ કારણ કલ્પી શકાય તેમ નથી. આજ્ઞાપત્રના પ્રથમ વાકયમાં દર્શાવેલી સૂચનાથી કદાચ આનું કારણ મળી શકે તેમ છે. આ બધુ ગમે તેમ હોય પણ એટલું તો નિર્ણય રૂપે ગણી શકાય કે આ કઠોર રાજાજ્ઞા ( રાજાનું ફરમાન ) તે પછીના ઘણા રાજકર્તાઓના રાજ્યકાલમાં સખ્તાઈથી અમલમાં મૂકવામાં આવી હતી. કારણ કે તેના ફરમાનના સમયથી તે છેક પંદરમા સૈકા સુધી ગોવી લોકોની હકીકત ઘણી થોડી અને લગભગ નહિ જેવીજ આપણે સાંભળીએ છીએ. પંદરમા સૈકાની શરૂઆતથી મદુરાના **વેલ્લાલ તામિલોની** છાયાની સિલોનમાં વસતા ગોવી સમાજ ઉપરભારે અસર થવા લાગી. અને આ અસરનો પ્રવેશ દેશના રાજ મંડળમાં પણ થયો. તામિલ નામો પાડવા અને તામિલ રીવાજ તથા તામિલ રીત

ભાતો પાળવી એ તે સમયની સર્વમાન્ય શિષ્ટતા ગણાવા લાગી રાજસિંહ પહેલાનું નામ તિકિરિ બાન્દા હતું. અને તિકિરિ તથા બાન્દા શુદ્ધ તામિલ ભાષામાંથી ઉપજેલા શબ્દો છે. રાજસિંહ એક ઘોર પિતૃઘાતક હતો. અને પોતાને જન્મ આપનાર વ્યક્તિના ખૂનના ભયંકર પાતકના ફળ ભોગવવાની ધાસ્તીમાંથી બચવા માટે તેણે હિન્દુ ધર્મનો સ્વીકાર કર્યો. પશ્ચાતાપના સંતાપથી પીડાતા રાજાને તેના ભયાનક કર્મના દોષની ક્ષમાની આશા બુદ્ધ ધર્મના ધર્મગુરૂઓ આપી શકયા નહિ, અને શૈવધર્મવાદીઓએ તેને તેની આશા આપી તામિલ ધર્મગુરૂઓની ખટપટનું આ ખુલ્લી રીતનું ખુલ્લું પરિણામ હતું, અને તેથી ભગવાન બુદ્ધનો ધર્મ તથા ધર્મગુરૂઓ સામે તેઓનું નિકંદન કહાડવા માટે ઘોર વિગ્રહ આરંભવાને તે ક્રોધી અને જુલમગાર રાજાને પ્રેરવામાં આવ્યો.

જન્મ તથા મૃત્યુ એ બન્નેની વચમાં રહેલી અને બન્નેથી નિરાળી એવી નિર્વિકાર અને નિર્મોહી અવસ્થા જેને નિર્વાણ કહેવામાં આવે છે તે પામવાના, તથા પુનઃર્જન્મ પામવાના મુખ્ય કારણ રૂપ તન્હના બંધનોને છેદવાના ઉદ્દેશથી આ પાપમય જગત્ અને તેની લાલસાઓને ત્યાગ કરીને પવિત્ર જીવન ગાળવાનો આડંબર લઈ બેઠેલા પીળા ઝબ્બાવાળા ગ્રહસ્થોના આખા વર્ગનો અમે બુદ્ધના ધર્મગુરૂઓમાં સમાવેશ કરીએ છીએ.

સીલોનમાં આધુનિક ધર્મગુરૂઓના ત્રણ પંથ પડયા છે. એક સીયામીઝ, બીજો અમરપુરા અને ત્રીજો રમણ્ણા. આ ત્રણે પંથોના ધાર્મિક સિદ્ધાંતોમા કાંઇ પણ ખાસ મુદ્દામ ભેદ માલમ પડતો નથી પરંતુ તેઓનો ધાર્મિક ઝબ્બો ધારણ કરવાની ઢબમાં સહેજ ફેરફાર છે. સીયામીઝ પંથ વાળા પોતાનો એકજ ખભો હમેશાં ઢાંકે છે, જયારે રમણ્ણા તથા અમરપુરા પંથવાળાઓને કેટલીક વખત પોતાના બન્ને ખભા ઢાંકવાની ફરજ પડે છે આ બીજી ઢબ તેજ સાધારણ ધર્મશાસન છે જયારે

પહેલી ઢબ બીજી જ્ઞાતિઓના ધર્મગુરૂઓથી ગોવી જ્ઞાતિના ધર્મગુરૂઓને જુદા દર્શાવવા ચિન્હ તરીકે રાજસાસનથી દાખલ કરવામાં આવેલો નવો સુધારો હોય એમ ધારવામાં આવે છે. બીજો પણ એક ભેદ તરત નજરે પડી આવે એવો અને નિર્લજતા ભરેલો છે. તે જ્ઞાતિ સંસ્થાના હઠાગ્રહનું સ્પષ્ટ તરતજ સુઝી આવે એવું પરિણામ છે. આ ભેદ એ છે કે જ્યારે બીજા બન્ને પંથો પોતાના સાધુસંઘમાં બીજી જ્ઞાતિઓના માણસોને કાંઇપણ ભેદભાવ સિવાય દાખલ કરે છે. ત્યારે સિયામીઝ પંથવાલા ગોવિ સિવાય બીજા કોઇને પોતાના સાધુસંગમાં દાખલ કરવા જેટલી ખામોશ રાખી શકતા નથી. સર્વોત્તમ વર્ણમાં જન્મેલા જે યુવરાજે (ભગવાન સિદ્ધાર્થે) જ્ઞાતિ સંસ્થારૂપ બહુમુખી બલાનું જડમૂળથી નિકંદન કરવાના આશયથી પોતે જાતે ભિક્ષુકવૃત્તિ ધારણ કરી અને એક ભિક્ષુકનો પોષાક તથા હિનતા ( રાંકપણું ) નો સ્વીકાર કર્યો તે પવિત્ર પુરૂષના સમભાવ પૂર્ણ અને આશિર્વાદરૂપ સિદ્ધાંતોના શબ્દાર્થ અને ભાવાર્થ એ બન્નેનું આ ઘોર ઉલ્લંઘન છે. તે મહંતના પ્રયત્નો નિરર્થક ગયા છે. સિલોનની બધી જાતિના લોકોમાં એકપણ વર્ગ એવો નથી કે જે ગોવી જ્ઞાતિના બુદ્ધ ધર્મગુરૂઓના જેટલા મૂર્ખતા ભરેલા ભેદભાવથી જ્ઞાતિ બંધનને પાળતા હોય, પછી ભલે તે ધર્મગુરૂ સીયામીઝ, અમરપુરા અગર રમણ્ણા એ ત્રણમાંના ગમે તે સંપ્રદાયનો હોય. જ્ઞાતિસંસ્થાને ઝનુની ધર્માંધના જુસ્સા અને દુરાગ્રહથી વળગી રહેલા આ જરિ પૂરાણા બણુચકોનું અસ્તિત્વ ના હોત તો આ વિષમય સંસ્થાનો ક્યારનોએ લોપ થઇ ગયો હોત અને સીલોનના લોકોની એક સંયુક્ત પ્રજા બની હોત. કપિલ વસ્તુના એ પુણ્યશાળી સાધુને એવો ભાગ્યેજ ખ્યાલ હશે કે તેણે પ્રચારેલા ધર્મના પવિત્ર સ્વાંગ નીચે આવા કલંકમય પાપના પુંજો છુપાશે અજાણ્યાઓને ફસાવનારી જાળના જેવા પીળા ઝબ્બાવાળા આ સાધુઓમાંના કેટલાક સાધુઓ પોતાના ભિક્ષુક સ્વાંગના ઓઠા અને આશ્રય નીચે દારૂણ પાપમયતાથી ભરેલા

ગુપ્ત પિશાચોજ માલુમ પડયા છે. આ ધર્મસંઘના ઘણા માણસો એ લગભગ દરેક જાતના પાપાચરણો કર્યાં છે. આ વંઠેલ અને વહી ગએલા મનુષ્ય પ્રાણીઓ ઉપર જો થોડાજ વખતમાં કોઇ પણ જાતનો જાપતો કરવામાં નહિ આવે તો તેઓ પોતાના ધર્મને અને પંથને તદ્દન કલંકિત તથા બે આબરૂ કરી નાંખશે તેથી તેઓના ઉપર અંકુશ રાખવા માટે ધાર્મિક કાયદો ફરમાવવાની તાત્કાલિક જરૂર છે.

વસ્તુની મોહકતાથી થોડાક જુદા પડયા છીએ, તેથી હવે આપણે આપણા મૂળવિષયને ચાલુ કરીએ. તામિલ રીવાજો અને આચાર વિચારોનો સમગ્ર ટાપુમાં ફેલાવો રાજ્યને આપત્તિમાં નાંખવા માટેજ નિર્માણ થયો હતો, દેશના બીજા કોઈ પણ દુર્ભાગ્યને લીધે જે આફતો તેને ભોગવવી પડી ન હોત તે મહાન આફતો આ ફેરફાર ને લીધે દેશને સહન કરવી પડી અને તેને લીધેજ તેનો છેવટે સર્વ નાશ થયો. દેશની રાજ સત્તા મદુરાના વાદીગાં તામિલોના હાથમાં ગઈ એ બનાવનેજ અમે આ મહાન આફતના નામથી કહેવા માંગીએ છીએ. આ બનાવ આ પ્રમાણે બન્યો. સિંહાલીઝ વંશનો છેલ્લો રાજા નરેન્દ્રસિંહ હતો. ચાલુ ઇતિહાસ એવો છે કે તેની પત્ની મદુરાની તામિલ રાજ કન્યા હતી. ઐતિહાસિક કથા ગમે તે હોય પણ લોક કથા પ્રમાણે તેની પત્ની રાજ વંશની હતીજ નહિ. આ સ્રીની બાબતમાં લોકમાન્ય દંતકથા એવી છે કે તે એક શુદ્ર વેલ્લાલ જાતની તામિલ સ્રી હતી. અને તે ખરેખરજ શુદ્ધ ક્ષત્રિય વંશની રાજકન્યા તરીકે નરેન્દ્રસિંહના એલચીઓના હદ બહારના ભોળપણને લઇને માથે ઓઢાડવામાં આવી હતી. વધારામાં જ્યારે તે મદુરામાં વસતી હતી તે વખતનું તેનું જીવન અને નીતિ પણ શંકાસ્પદ હતા એમ માનવાને કારણ છે, લોકોક્તિ પ્રમાણે પત્ની પોતાના પતિ ઉપર જે પ્રભાવ જમાવી શકે તેને અંગે હો યા તેના અનિવાર્ય શારિરિક સૌન્દર્ય લઇને હો કે કદાચ તે

બન્ને કારણો ને લીધે પણ હો કે જેથી **નરેન્દ્રસિંહે પોતાની પત્નીની** જુવાનીની ભૂલ ચૂકો માફ કરી અને તેના કોમળ જાદુઇ પાશનું જોર પોતાના ઉપર જામવા દીધું. તેને **સુપીઆહ નાઇકિર** નામનો ભાઈ હતો જેના તરફ નરેન્દ્રસિંહ પોતે પણ સાચો ભ્રાતૃભાવ દાખવવા લાગ્યો. એવી એક સામાન્ય કહેવત છે કે **"જ્યારે કોઈ માણસ ડુબકી મારે છે ત્યારે તે દોરડાનો છેડો પોતાના ભાઇના હાથમાં નહિ સોંપતાં પોતાના સાળાને સોંપે છે."** આ અસામાન્ય મનોવૃત્તિના વશીકરણનું પૃથક્કરણ સહેલું નથી. પણ આ સ્થિતિ નિર્વિવાદ છે. નરેન્દ્રસિંહે મરણ પહેલા રાજ્યની લગામ પોતાના સાળા **સુપીઆહ નાઇકિરના** હાથમાં સોંપી. અને તે પાછળથી **શ્રી વિજય રાજસિંહના** ભભક ભર્યા ઉપનામથી સીલોનની ગાદીએ આવ્યો આ પ્રમાણે તકદીરના ખેલથી આવી મળેલા રાજ્યમાં મદુરાના આ તામિલ સુપીઆહ નાઇકરે પોતાની માન્યતાઓ ઘુસાડી સીલોનમાં તેના રાજ્યા રોહણથી એવા યુગનો આરંભ થયો કે ત્રેવીસ ત્રેવીસ સૈકાઓથી કાળના પ્રખરવાળાઓડા સામે ટક્કર ઝીલતું રાજ્ય આમમાત્ર છોંતેરજ વર્ષમાં પાયમાલ થયુ એટલુંજ નહિ પણ તે યુગ એક એવા જાતિના ઉદય અને પ્રગતિને સહાયભૂત થયો કે જે જાતિ તે સમયે તેને મળેલા જોમથી રાજશાસનો અને આજ્ઞા પત્રોનો વિરોધ છતાં એ કૂદકે અને ભૂસકે આગળ વધીને એવી ઉંચી સ્થિતિએ પહોંચી કે જે સ્થિતિ તરતજ આખા દ્વિપના તમામ જાતિના લોકો આશ્ચર્ય અને ઈર્ષ્યાનું કારણ થઇ પડે. આ જ્ઞાતિ તે ગોવી જ્ઞાતિ હતી. આ જ્ઞાતિ જે ઉન્નત સામાજીક પદ હાલમાં ભોગવે છે, તે પ્રાપ્ત કરવા માટે તેને જે અગાધ પ્રયાસ કરવા પડયા છે તે આપણે વિચાર પૂર્વક જોઇએ તો તેની આવી જાતની શક્તિની યોગ્ય પ્રશંસા કર્યા વિના રહેવાય નહિ.

# પ્રકરણ ૧૪ મું.



## વિશ્વકર્માઓનું પતન



**સીલોન**ના દેશી રાજાઓની જાહોજલાલી તથા તે રાજાઓની અવદશા એ બન્ને કાળમા, તેમજ તે દેશમાં યુરોપીઅનોએ કરેલા વિજયની શરૂઆતના સમયમાં સિંહાલાઝ સમાજમાં વિશ્વકર્માઓનું કેવું સ્થાન હતું તે વિષે થોડી તપાસ કરવી એ અહિં અસ્થાને નહિં ગણાય મહાવંશ અર્થાત્ મનુવંશ જેનો મહાસેન એ છેક છેલ્લો રાજા હતો, તે વંશના રાજાઓના સમયમાં વિશ્વકર્માઓના હકક અને અધિકાર અણિશુદ્ધ રક્ષાએલાં હતા. ઉચ્ચજ્ઞાતિ તરીકેનો તેમનો દાવો સંપુર્ણ રીતે કબુલ રાખવામાં આવતો હતો. મનુ અને તેના ભાઈઓના વંશજો તરીકેનો એમનો જન્મ સિદ્ધ હક્ક હતો. વિશ્વકર્મા જ્ઞાતિના પૂર્વજ મનુના વંશમાં પોતાને ઉત્પન્ન થએલો ગણાવનાર ચોલા વંશનો ઇલાલ્લા, જે દત્તુ જે મુનુનો મહાન પ્રતિસ્પર્ધી હતો, તેના રાજ દર્મ્યાન પણ વિશ્વકર્માઓ ઉન્નતિને શિખરે હતા. **મન્તોતી** નામનું તેમનું પોતાનું આગવું. (સ્વતંત્ર)શહેર હતું. અને તે શહેરમાં તેમની જાતિના તેમના પોતાના રાજાઓ રાજ કરતા હતા પરંતુ સિલોનના સામાજીક મંડળો ઉપર જે સમયથી તામિલોની હલકી અસરની શરૂઆત થઇ તે સમયથી વિશ્વકર્માઓની સામાજીક પરિસ્થિતિની પડતી અને ક્ષયનો આરંભ થયો. આમાં બીલકુલ નવાઇ પામવા જેવુ નથી, કારણકે જે લોકો (વિશ્વકર્માઓ) પોતે અસલ બ્રાહ્મણ હોવાનો દાવો કરીને મદુરાના ગો–બ્રાહ્મણો સામે આવો પાકો વિરોધ દાખવતા હતા તેઓની સાથે મદુરાના વેલ્લાલ તામિલો બહુ મિત્ર ભાવ દાખવી શકે નહિ એ કુદરતીજ છે. અને આ વેલ્લાલો કોણ છે ? તેઓ તો માત્ર હિન્દુસ્તાનના ગો બ્રાહ્મણોના સેવકોજ

છે. મહાન રાજસિંહના સમયના સિંહાલીઝ સમાજને મદ્રાસના તામિલ તત્વોનો પાસ લાગ્યો હતો અને તેથી કાન્ડીના પ્રાન્તોમાં વિશ્વકર્માઓને સમાજમાં બીજુ સ્થાન લેવાની ફરજ પડી હતી. પરંતુ ભૂમિના નિઃસ્વાર્થ અને નિષ્પક્ષપાતથી ઇતિહાસકારો આ વાતને ટેકો આપે છે એમ જ્યારે આપણે જોઇએ છીએ ત્યારે તે જમાનામાં એ પ્રમાણે જ્ઞાતિ વ્યવસ્થા હતી એ માનવાને હરકત નથી, ઇતિહાસકાર તરીકે જેમની નિઃશંક સત્ય પ્રિયના મશહૂર છે એવા લેખકો એ લખેલાં પુસ્તકો જેવાં કે આર્મરનું '**ગ્રામર ઓફ ધી કેન્ડયન લો,**' નોકસનો '**સિલોનનો ઈતિહાસ,**' અને રેબેરો કૃત '**ક્રોનિકલ્સ**' આ તમામ ગ્રંથો ધર્મગુરૂઓ તથા ખ્રીસ્તી બનાકાઓને પ્રથમ પદ અને વિશ્વકર્મા ઓને બીજું પદ આપવામાં સંમત થાય છે, આના સમર્થનમાં રેબેરોમાંથી આપણે એક ઉતારો લઇએ. અમીરો અને ધર્મ-ગુરૂઓ વિશે લખી રહ્યાં પછી તે કહે છે કે "અને તે પછી ચિટ્ટીઓ આવે છે. આ ચિટ્ટીઓના વર્ગમાં સુવર્ણકારો 'અને હથોડાનો ઉપયોગ કરનારા બીજા કારીગરોનો સમાવેશ થાય છે. બનાકાઓ કે અમીરો આ ચિટ્ટી લોકોના ઘરમાં જાય છે પણ તેમની સાથે બેસીને જમતાં નથી. તેમ તે બન્ને જાતિના (બનાકા તથા ચિટ્ટી) સંતાનો વચ્ચે લગ્ન વ્યવહાર થઇ શકતો નથી. પરંતુ ચિટ્ટીઓ બનાકાઓની હાજરીમાં બેસી શકે છે જ્યારે બીજા ઉતરતા વર્ણના લોકો આ પ્રમાણે બેસી શકતાં નથી." પહેલા રાજસિંહના સમયમાં સિંહાલીઝ સમાજમાંની વિશ્વક-ર્માઓની સ્વીકારવામાં આવેલી પદવી સંબંધીનો એક નિષ્પ-ક્ષપાત ઇતિહાસકારે આપેલો મજબૂત પુરાવો છે. તેઓને તે વખતે '**ચિટ્ટી**' કહેવામાં આવતા અને સંસ્કૃત ભાષામાંથી નિકળેલા આ શબ્દનો મૂળ અર્થ '**ઉમરાવ**' એવો થાય છે. તેઓને ધર્મગુરૂઓ, બનાકાઓ અને અમીરોથીજ ઉતરતા બીજી પાયરીના ગણવામાં આવતા હતા. અને તેઓ બીજી કોઇ પણ જાતિકે વર્ણથી—અને ગોવીઓથી તો કોઇ પણ પ્રકારે—જરા

પણ ઉતરતા ગણાતા ન્હોતા. હવે એક નિ:સ્વાર્થી પરદેશીના આ નિષ્પક્ષપાત ઐતિહાસિક વર્ણનની સાથે (૧) **નીતિ નિઘંટુવ** (૨) **ડી સારેમનું જ્ઞાતિઓનું વર્ણન** (૩) **કેહેલ પન્નાલનું એહેલાપેલા** (૪) **કાશી ચેટ્ટિનું સીલોનના ગેઝીટીઅરનું પરિશિષ્ટ અને** (૫) **કેટીરેસુની જાફના દ્વિપકલ્પની હેન્ડબુક** આ પાંચ પુસ્તકોમાં આવેલા એક પક્ષી અને કમળો થએલા માણસની માફક સર્વત્ર મનમાન્યો સિદ્ધાંત પ્રતિપાદન કરવાના દુરાગ્રહ વાળા વૃતાંતો સાથે સરખાવવા જેવાં છે. આ નામચીન પુસ્તકોમાંનું પહેલું પુસ્તક વિશ્વકર્માઓને સમાજમાં ત્રીજું સ્થાન અને બીજા તથા ત્રીજા પુસ્તકમાં તેઓને ચોથા વર્ગમાં મુકવામાં આવ્યા છે. પરંતુ ચોથા અને પાંચમા પુસ્તકમાં તો તેઓને છેક અધોગતિના છેલ્લા પગથીઆ પર ઉતારીને તેઓનો શૂદ્ર વેલ્લાલોના ચાકરો અને વસવૈયામાં સમાવેશ કરેછે. અમીરોની નજદીકની પદ્વી ઉપરથી વિશ્વકર્માઓને અધમમાં અધમ જાતિની લગભગમાં ઉતારી પાડનાર આવો સમાજીક વિપ્લવ—આવી જબરજસ્ત–ઉથલપાથલ કયારે બની હશે ? ચેટ્ટિના પદપરથી શૂદ્રોના વસવાયાની સ્થિતિ સુધીની પદચ્યુતિ એક પ્રચંડ ફેરફાર છે. અને આવી અગાધ સામાજીક અવનતિ વિષે ઇતિહાસ આપણને કાંઈપણ જણાવતો નથી. આપણે જે લેખકો ઉપર જણાવ્યા છે તેઓની પાસેથીજ આપણે પહેલીવાર આ વાત સાંભળીએ છીએ અને તે લેખકો એટલા બધા તો વિખ્યાત છે કે આખા સીલોન દેશમાં આખા વર્ષ દર્મ્યાન ભાગ્યેજ બે ચક્ષુઓ તે પુસ્તકોનું અવલોકન કરતાં હશે. અને જયારે વાંચક એટલો વધારે વિચાર કરશે કે, આ લેખકો, જેઓ માત્ર પોતાના મનની તુરંગી માન્યતાથીજ પોતાની જાતને મશહૂર માને છે તેઓ તમામ જ્ઞાતિએ વેલ્લાલ છે, ત્યારે વાંચકને એટલું તો સ્પષ્ટ જણાઈ આવશે કે આ બધા અપમાન સૂચક વર્ણનો વિશ્વકર્માઓને ઉતારી પાડવાને ભેગા મળેલા નીચ અને દુષ્ટ માણસોની અસત્ય અને ઇર્ષ્યા ભરેલી બનાવટ માત્ર છે.

મદ્રાસનો એક સમર્થ બ્રાહ્મણ નામે મી. એમ નારાયણ શાસ્ત્રી, એમ. એ. સને ૧૮૯૬ ના એપ્રીલ માસના 'હિન્દુ' પત્રપરના પોતાના એક કાગળમાં વિશ્વકર્માઓની બાબતમાં જણાવે છે કે "**તેઓનો ધંધો ઋગ્વેદ જેટલોજ પુરાતન છે. અને હિન્દુસ્તાનના બ્રાહ્મણોના આગમન પુર્વે ઘણા કાળથી તેઓ ઉચ્ચ સંસ્કૃતિને પામ્યા હતા.**" સને ૧૮૩૩ માં સીલોન ગેઝીટીઅરનું અર્થ હીન અને અપમાન પૂર્ણ પરિશિષ્ટ લખનાર મી સાઇમોન કાશી ચેટ્ટિ હવે હયાત નથી. દરેક દેહધારીને રસ્તે તે પણ સિધાવી ગયો છે એ પરિશિષ્ટમાં તેણે વિશ્વકર્માઓને વેલ્લાલોના સેવકો તથા વસવાયામાં ગણવામાં આવ્યા છે. આ અભિપ્રાય રેબેરો અને નારાયણ શાસ્ત્રીએ આપેલા વર્ણનથી બીલકુલ ઉલટો છે. જે વર્ગનો માનવંતો ધંધો 'ઋગ્વેદ જેટલો પુરાતન છે' અને વસિષ્ટ તથા બીજા બ્રાહ્મણોના હિંદુસ્થાનમાં આવવા અગાઉના સમયથી જેઓની સંસ્કૃતિ વિદ્યમાન છે એવા લોક સમૂહને વસવાયામાં ગણવાના પોતાને શાં કારણો હતાં તે એ પરલોક સીધાવેલા મહાશયે જણાવ્યાં નથી. આ પરિશિષ્ટ સંપૂર્ણ નિરવતા—ગાઢ વિસ્મરણમાં દટાઇ જઈ લુપ્ત પામ્યું હતું પરંતુ તેને ૭૫ વર્ષ જેટલાં લાંબા ગાળા પછી તેને પ્રકાશમાં લાવવાનું મી કેટીરેસુએ યોગ્ય ધાર્યું છે, અને પોતાનું ભાગ્ય જેની સાથે બંધાયુ છે એવી સીલોનની પ્રજાના એક સમૂહને અગાધ ઉદ્વેગ ઉપજાવીને આ પરિશિષ્ટને નવું જીવન આપવાનું તેણે પસંદ કર્યું છે, અને તે પણ દેશના સર્વે પ્રગતિમાન પુત્રો દેશમાંથી જ્ઞાતિપ્રથા રૂપ દુઃસહ દૂષણ દૂર કરવા માટે તનતોડ પ્રયત્નો આદરી રહ્યા છે તેવાજ સમયમાં તેને આમ કરવું તો દુરસ્ત ધાર્યું છે. જ્યારે આમ છે ત્યારે તો આવો ઉશ્કેરણી કરનાર અભિપ્રાય ધરાવવાનાં તેમના ગુરૂને કયા કારણો મળ્યા હતા તે મી. કેટિરેસુ જાણતો હોવો જોઇએ. જે લોક સમુહે સંસ્કૃતિનો પ્રચાર કર્યો, **જેમણે ખેતીવાડીની ભારતવર્ષમાં તથા બીજી કળાઓની શોધ કરી અને**

જેઓને જગદ્ગુરૂ એટલે દુનિઆભરના શિક્ષકોનું ઉપનામ પ્રાપ્ત થયું છે તે લોકસમૂહ વેલ્લાલ શુદ્રોના ચાકરો જેવે દરજ્જે કેવી રીતે ઉતરી પડયો એ બાબત પર તે શ્રીમાન કાંઈ પણ અજવાળુ પાડવા મહેરબાની કરશે કે? ' ચાકર ' તો એવા મનુષ્યને કહેવામાં આવે છે કે જે ' શેઠ ' ના કહેવા તા બીજા તમામ માણસોના બંધનમાં હોય છે અને તે ઘરનું બધું હલકુ કામકાજ એટલે કે વાસણ કુસણ સાફ કરવાં વગેરે કામકાજ સાધારણ રીતે અમુક માસિક દરમાયો લઇને કરી આપે છે એક વિશ્વકર્મા આવા કોઈ બંધન વાળા કરારમાં ઉતરતોજ નથી તે માત્ર કળા વિષયક કામ, અને ધાતુઓ તથા લાકડાની બનાવટનું કામ અમુક ભાડા અગર મજુરી પેટે કરે છે આતો એનો ધંધો છે તે કારણથી જો તે ( વિશ્વકર્મા ) કોઇ વેલ્લાલના ઘરમાં પોતાનો ધંધો ચલાવતો હોય તો તે વેલ્લાલનો ચાકર છે એમ તર્કશાસ્ત્રના કયા બુદ્ધિવાદથી કહી શકાય? આ વિષય સંબંધી જેમ જેમ વધારે ઉંડો વિચાર કરીએ છીએ તેમ તેમ આપણી એ માન્યતા દ્રઢ થતી જાય છે કે કાશીચેટ્ટિ અને તેના વિદ્વાન ચેલા મી. કેટીરેસુએ વિશ્વકર્માઓનું સામાજીક પદ હલકું પાડવાના ચોખ્ખા ઉદ્દેશથી તેમને આ એક નિરર્થક અપમાન આપ્યું છે સીલોનમાં કોઇ પણ પ્રકારની ચાકરી ન કરતી હોય એવી જો કોઇ પણ જ્ઞાતિ હોય તો તે માત્ર વિશ્વકર્મા જ્ઞાતિજ છે.



## પ્રકરણ ૧૫ મું

## ગોવી અને વેલ્લાલ.

વિશ્વકર્માઓના એક મહાન અભિમાનનું એ કારણ છે કે તેમનાં વર્ગમાંના કોઇ આપ્પુ, આયા, કુલી, ગાડાવાળા, પીંગો લઈ જનારા, કબર ખોદનારા, રસોઈઆ, અને રિક્ષાવાળાનું કામ કરતાં નથી. આ બધાં ગૃહસ્થોની ગોવી જ્ઞાતિમાંથી ભરતી થાય છે.

એક પુસ્તક લખવું અને કોઇ પણ જ્ઞાતિની સમાજમાંની પ્રતિષ્ઠાને અપમાન કારક આક્ષેપો તેમાં દાખલ કરવા એ ઘણું સહેલું છે; પરંતુ આ અવિચારી માણસોમાં એક પણ એવો નથી કે જે કોઇ પ્રમાણ ભૂત મનાતા પુસ્તકમાંથી કોઇ એક ફકરાનો આધાર બતાવી તેઓએ વિશ્વકર્માઓને પોતાના મનની મોજ પ્રમાણે આપેલા તથા જાહેર કરેલા પદનું સમર્થન કરી શકે ગોવી અને વેલ્લાલોની બાબતમાં વસ્તુસ્થિતિ તદ્દન ઉલટા પ્રકારની છે નિર્વિવાદ રીતે પ્રમાણ ભૂત ગણાતાં ગ્રંથો જેવાં કે (૧) **પુરાણ નામાવલી** (૨) **પિઘુમ્ માલા** (૩) **રૂઅનૂમાલા** (૪) **કાવ્યલક્ષણ મણિમાલાવ,** (૫) **કાવ્યકુંઠપાશ** (૬) **વરાહ મિહિર** વગેરે વગેરે લગભગ એક સો પુસ્તકોનો પ્રચંડ સમૂહ ગોવીઓને શૂદ્રજ કહે છે. **ચુડામણિ નિઘંટુ** નામના ફકત એકજ પુસ્તકના અપવાદ સિવાય બાકીના બીજા બધા આ હિન્દુસ્તાનના પ્રમાણ ગ્રંથો વેલ્લાલોને પણ તેજ કક્ષામાં મૂકે છે. તેઓ ચોખ્ખા અને સાદા શૂદ્રોજ છે, અને તેઓનો ધંધો ડાંગર ઉગાવવાનો છે. આ ધંધાની કુદરતી નીચતાને લીધે મનુએ તેને વખોડી કહાઢયો છે. હિંદુસ્તાનમાં વેલ્લાલોના સાત વર્ગો છે. તેઓ કોન્ડે કટ્ટી વેલ્લાર, થુલુવાવેલ્લાર, ચેનાવેલ્લાર, નથ્થીમાન વેલ્લાર, ચોલીઆ વેલ્લાર,

પાંડી વેલ્લાર, અને મલયમાન વેલ્લાલર એ સાત જોતો છે. ગોવૈશ્ય, ભૂવૈશ્ય અને ધનવૈશ્ય એમ વૈશ્યોની ત્રણ જાતિ છે. **વિન્સ્લોની ડીક્ષનેરી** પ્રમાણે વેલ્લાલર સુદ્ધાંત આ બધા વૈશ્યો શૂદ્રજ છે. વિશ્વકર્માઓની બાબતમાં બુદ્ધિપૂર્વક વિચાર કરીએ તો આવું કાંઈપણ કહી શકાય તેમ નથી. પ્રમાણ ભૂત ગણાતા એક પણ ગ્રંથે વિશ્વકર્માઓનો શૂદ્રતરિકે ઉલ્લેખ કર્યો નથી; જ્યારે આ પુસ્તકના આગળના પાનાઓમાં દર્શાવેલા પ્રમાણો તો વેદમાં વર્ણવેલા ખરા મૂળ બ્રાહ્મણો તરીકેજ વિશ્વકર્માઓને ગણાવે છે. ખરી રીતે જોતાં તો વિશ્વકર્માઓ જો ગોવી અને વેલ્લાલોને પોતાના ખેતરો ખેડવા માટે રાખેલા ચાકરો તરીકે ગણાવેતો તેમાં વધારે અર્થ રહેલો છે. કારણ મંગલગામ અને નીલવાલા જેવાં કેટલાક ગામોમાં આવી વસ્તુ સ્થિતિ નજરે પડે છે.

આપણાજ દેશ બંધુઓ આ ગોવી અને વેલ્લાલ લોકોની લાગણીઓ દુભાવવાના નાલાયક ઇરાદાથી અમે આ ઉલ્લેખ કરતા નથી. એક જ્ઞાતિની મહત્વાકાંક્ષાનો ઉચ્છેદ કરીને તેના ખંડેર ઉપર બીજી જ્ઞાતિની મહત્તા અમે વધારવા માગતા નથી આવા કોઈ અઘટિત હેતુથી અમારા આશયોની પવિત્રતા કદાપિ દૂષિત થવાની નથી. જાફનઃ વાળા મી. **કેટીરેસુએ** જે અન્યાયી અને અર્થહીન આક્ષેપ કર્યો છે, અને જે આક્ષેપને પરિણામે વિશ્વકર્માઓના સામાજીક મોભાને પુષ્કળ હાની પહોંચી છે, તે આક્ષેપને દૂરકરવાના હેતુથીજ અમે આ ટીકા કરી છે. પોતાની બધી વિદ્યા સાથે જ્ઞાતિપ્રથા સંબંધીના વિચારોમાં મી. કેટીરેસુ અમને તો એક જડ પાષાણ વત પ્રાણીજ લાગે છે. પણ અમે જે પુસ્તકો બનાવ્યા છે તે વાંચતા ઉચ્ચ જ્ઞાતિના ગણાવાનો વેલ્લાલો ને કાંઈ પણ હકક દાવો નથી એમ જ્યારે એ જાણશે એટલે અમને જરાએ શંકા નથી કે આપણી ભૂમિમાંથી આ દુઃસહ સામાજીક દૂષણ દૂર કરવાના અમારા પ્રયાસોમાં તે પણ જોડાશે.

અહિં અમારે થોડીવાર થોભીને અમારા દેશ બંધુ ગોવીઓના મનમાં ભરાએલું ભૂત દૂર કરવું જોઇએ, અને ટેબેરોએ અમીરો તરીકે વર્ણવેલા બનાકા લોકોના પોતે વંશજો છે એવી કપોલ કલ્પિત ભ્રમણા તેઓના મનમાંથી કહાડી નાંખવી જોઇએ આ બનાકાઓ કોણ હતાં તે સ્પષ્ટ રીતે જણાતું નથી. તેઓ કયા દેશના વતની હતા એ બાબત ઇતિહાસ કાંઇ પણ જણાવતો નથી તેમના નામના ધ્વનિ ઉપરથી એવી કલ્પનાને ટેકો મળે છે કે તેઓ હિન્દુઓની કોઈ જાતિ છે. એમને માટે એકજ માત્ર ચોકકસ માહીતી આપણને મળી શકે છે અને તે એટલીજ કે તેઓ ખ્રીસ્તિી ધર્મના કોઇ પંથના હતા ઘણું કરીને તેઓ રોમનકેથોલીક પંથના હતા. અને તેઓનો ધંધો ડાંગરની ખેતી કરવાનો હતો. ગોવી અને બનાકાઓના ધંધા વચ્ચે સરખા પણું હોવાથી તેઓ બન્ને એકજ જાતિના હતા એવી ધારણાને બીલકુલ આધાર મળતો નથી ધર્મની બાબતમાં સત્ય હકીકત સમજવી ઘણી વિકટ છે કારણકે પોર્ટુંગીઝ લોકોએ જે ખ્રીસ્તી ધર્મ સીલોનમાં દાખલ કર્યો હતો તે ગોવી લોકોને બીલકુલ પસંદ નહતો. પણ આનાથી એ વધારે મુદ્દાની બાબતતો એ છે કે કીર્તિનિઃશંકમલ્લના રાજ્ય દર્મ્યાન સીલોનમાં બનાકાઓની હયાત હતીજ નહિ, જ્યારે ગોવીઓતો જાહેરમાં આવેલો વર્ગ હતો. અને રાજ દ્રોહના કોઇક કુકર્મ માટે તેઓના ઉપર તે વિખ્યાત રાજાની અવકૃપા ઉતરી હતી. અને આ રાજ દ્રોહનું અંતિમ પરિણામ એ આવ્યું કે રાજ્યના સર્વ અધિકારમાંથી તે ઉત્પાત કારક લોકોને બાતલ કરવાના ઉદ્દેશથી રાજાએ આજ્ઞાપત્રોના શિલાલેખો કોતરાવ્યા. ગોવીમાંથી બનાકા કે બનાકા માંથી ગોવી જાતિની ઉત્પત્તિ થઇ એમ કોઇ પણ કારણને આધારે કહી શકાય તેમ નથી. ગોવીઓની શૂદ્ર વર્ણમાં ગણના કરનારા સંખ્યાબંધ ગ્રંથોમાં બનાકાઓનો બીલકુલ ઉલ્લેખ સરખો પણ નથી. અને આ બન્ને લોકોમાં જ્ઞાતિની બાબતમાં જે પ્રચંડ અસમાનતા લાગે છે, તેથી એવા

નિર્ણય તરફ આપણે દોરવાઇએ છીએ કે બનાકા લોકોએ તદ્દન જુદીજ પ્રજા હતી, અને તેઓ આ ટાપુપર પોર્ટુગીઝ લોકોએ કરેલા આક્રમણના પ્રારંભના કાળમાંજ સીલોનમાં આવી વસ્યા હતા.

સીલોનના ગોવી લોકો જાતે આર્યજ નથી. ઋગ્વેદ જે મને દસ્યુ કે દાસ તરીકે ઓળખાવે છે તે સીલોનના મૂળવતની યાકકા લોકોના અવશેષ છે. તેઓ આર્યોના ધસારાની સામે થનારી ત્યાંની અસલ દેશી પ્રજા છે અને પરાજય પામ્યા પછી તેઓએ ખેતી કરવામાંડી હતી (જુઓ ફ્રન્તેનું વીસીસી ટયુડઝ ઓફ આર્યન સીવીલીઝેશન અને હિસ્ટોરીઅન્સ હિસ્ટરી.)

અમને બે પ્રકારના ઉદ્દેશને લીધે આ વિષય સંબંધીમાં આ પ્રયાસ કરવાની પ્રેરણા થઇ છે. પ્હેલો ઉદ્દેશ એ છે કે વિશ્વકર્માઓ એક સમયે જે ઉચ્ચ પદવી ભોગવતા હતા અને જે પદવી હાલ અધોગતિને પામી છે તે પદવી તેઓને તમામ કાયદેસર રસ્તાથી પાછી અપાવવી. અને બીજો ઉદ્દેશ એ છે કે જ્ઞાતિ પ્રથાના અર્થહીન ભેદને પાળવાની મૂર્ખતા ખુલ્લી પાડવી અને આ ભેદ પાળવાને લીધે દેશને માથે જે ગંભીર ભય ઉત્પન્ન થાય છે તેની સીલોનના વતનીઓને ચેતવણી આપવી તથા આ રસ્તે તે ઉપદ્રવકારી દૂષણને ફટકો મારવો. એ બીજો ઉદ્દેશ વધારે અગત્યનો છે.

જો સીલોનના લોકોને તેઓની હાલની અસંસ્કૃત દશામાંથી ઉગરવું હોય, તો આ અર્થરહીત સામાજીક ભેદો, જે સમાજના દરેક જાતના આંતરિક વ્યવહારને પ્રબળ પ્રતિબંધન કર્તા છે તે સામાજીક ભેદોને જડ મૂળથી ઉખેડી નાંખવાથીજ સફળ થવાની કાંઇક આશા રહે છે. પરસ્પર આક્ષેપો કરવાથી તમામ સંપ નાબુદ થાય છે અને તેથી સર્વ પ્રકારનો સહકાર પણ નાશ પામે છે, **बहुतन्नवो बलवन्तः** એટલેકે ઝાઝા હાથ રળીઆમણા એ

જુની પુરાણી કહેવતમાં કહેલો ડહાપણ ભરેલો ભાવ આપણા દેશબંધુઓના મસ્તકમાં ઉતારવા માટે ઇસપની કથાઓ માંથી બોધ તારવવાની જરૂર રહે તેમ નથી.

પોતાના દેશબંધુઓ, જેઓ સંસ્કૃતિની બાબતમાં એટલા બધા પછાત છે કે કદાચ તેઓને માથે જંગલીમાં ખપી જવાનો ભય રહેલો છે તેઓની સ્થિતિ સુધારવાનો ઉચ્ચ આશય સીલોનના ગોવી લોકો અંશમાત્ર પણ ધરાવતાનથી. બીજી જ્ઞાતિઓના જોખમે પોતાની જાતની ઉન્નતિ સાધવાનો સ્વાર્થજ માત્ર તેમનો ઉદ્દેશ છે. લગભગ એક સેકાથી તેઓની કાર્ય પદ્ધતિનું આનું આજ ધોરણ ચાલું રહેલું છે. અને હાલમાં તાજા બહાર પડેલા તેઓના કેટલાંક પુસ્તકોમાં આ વિનાશકારક પ્રવૃત્તિ હજી કેટલાકે વર્ષ વધુ તે પ્રવૃત્તિ ચાલુ રાખશે એવું ઘણું ખરૂં લાગે છે બહુ બુદ્ધિ પૂર્વક વિચાર ન કરવામાં આવે તો પણ એમ સ્પષ્ટ સમજાઇ આવશે કે તેમના આવર્તનનો મૂલભૂત સિદ્ધાંત નીતિની ગંભીર ભૂલ ભરેલી માન્યતા પર રચાયો છે. અને અમારા દેશ બંધુઓના આ અગત્યના વિભાગને આ બાબત સમજવાનો ખરેખરો વખત હવે આવી લાગ્યો એમ લાગે છે. તેમના વર્તનમાં મૂળ રૂપે રહેલો આ સિદ્ધાંત ટાપુના બીજા લોકોની લાગણીઓને તેઓથી અલગ કરવાને ઘણાભાગે સમર્થ થયો છે અને તે ( કડવાશ ) ને પરિણામે રાષ્ટ્રિય પુનરોદ્ધાર એક દૂર દૂરના ભવિષ્યની વાત બનતી જાય છે.

જે પાંચ ગૃહસ્થોએ વિશ્વકર્માઓ અને તેમના બીજા દેશબંધુઓને હલકા પાડનારા પેલા ગ્રંથો લખ્યા છે તે તમામ જાતે વેલ્લાલ છે, તેઓ પોતાની જ્ઞાતિના બણુગાં કુંકીને શરૂઆત કરે છે અને પોતાની જ્ઞાતિને બીજી સર્વે જ્ઞાતિઓની ઉપર મૂકે છે. બેશક, ઉચ્ચ જ્ઞાતિ હોવાનો દાવો કરતી તમામ જ્ઞાતિઓમાં આ નિર્બળતા મૂળ રૂપે રહેલી હોય છે જ. પણ એક જ્ઞાતિનાં બણુગાં કુંકવા, તેને માટે ઉંચા વંશનો દાવો કરવો, અને તે

પણ આવા દાવાનો ઈન્કારકરતાં સર્વમાન્ય રીતે સ્વીકારાએલા તમામ પ્રમાણ ભૂત ગ્રંથોના વિરૂદ્ધ પક્ષના અભિપ્રાયની સામે થઈને, એ એવી નફ્ટાઈ બતાવે છે કે જેની નિર્લજ્જ ધૃષ્ટતા અને બેશરમ ઉદ્ધતતાનો ભાગ્યેજ જોટો મળી શકે.

જ્ઞાતિ પ્રથાનું વિવરણ કરનારા સાહિત્યનું જો આ મહાશયોને જરાપણ જ્ઞાન હોત તો દ્વિપમાં વસતી ભિન્ન ભિન્ન જ્ઞાતિઓના સામાજીક પદનો નિર્ણય કરવાનું બારીક કામ તેઓ કદી પણ માથે લેત નહિ અને આ અધિકાર વિનાના મનુષ્યોને હાથે આ બારીક કામ એવી અનાચારમય રીતથી થયું છે કે તેથી વિશ્વકર્માઓને કેવળ દુઃખજ ઉત્પન્ન થયું છે. અને તેમના કરતાં બીજા કોઈ પણ વર્ણને વધારે દુઃખનાજ ઉપજે કારણ કે ખરૂ જોતાં સીલોનમાં બીજો કોઇ પણ વર્ગ એવો નથી કે જે પોતાનો ઉચ્ચ વંશનો દાવો વિશ્વકર્માઓ કરતાં વધારે સારા પ્રમાણો આપીને પુરવાર કરી શકે.



## પ્રકરણ ૧૬ મું.

### ચાતુર્વર્ણ.

ટાપુ ( સીલોન ) માંની ભિન્નભિન્ન જાતિઓનું દરેક પ્રકારનું વર્ગીકરણ કોઈ બુદ્ધિયુકત સિદ્ધાંતને અનુસરીને થવુ જાઇએ. આ વિષય પર પ્રમાણ તરીકે સ્વીકારાયલા ગ્રંથોને માર્ગ દર્શક રૂપે ગણવા જોઇએ. અને આ ગ્રંથોએ દરેક જ્ઞાતિને જે પદવી હરહંમેશ આપી હોય તે પદવી દરેક જ્ઞાતિને આપવી જોઇએ. અને જે વર્ગીકરણ આ ધોરણ પર ના રચાયું હોય એટલે કે જે વર્ગીકરણમાં વર્ગીકરણ કરનારે પોતાનો મનસ્વી માર્ગ અખત્યાર કરીને પોતાના તુરંગમાં આવે તેમ, અને પોતાના મનમાં રહેલા તુરંગી પક્ષપાતને આધીન થઈ વર્ગીકરણ કરેલું હોય છે તે વર્ગીકરણ અવશ્ય ભૂલભરેલું અને સંપૂર્ણરીતે અવળે રસ્તે દોરી જનારૂં ગણવું જાઇએ.

દરેક જ્ઞાનિનું સ્થાન દર્શાવનાર પત્રક અમે નીચે આપ્યું છે આ પત્રક ઘડવામાં નિર્વિવાદ રીતે પ્રમાણભૂત ગણાતાં ગ્રંથો અને આ વિષય સંબંધી સારો અભ્યાસ ધરાવતા વિદ્વાનોના અભિપ્રાયોને અને સંપૂર્ણરીતે અનુસર્યા છીએ.

બધી જ્ઞાતિઓના મુખ્ય ચાર વર્ગ પાડવામાં આવ્યા છે. તેઓના નામ બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર છે. આ ચાર વર્ગો વિષે આપણે જે અનુક્રમ આગલાં પાનાઓમાં કહ્યો છે તે ક્રમ પ્રમાણે તે તમામ બ્રહ્મના શરીરમાંથી ઉત્પન્ન થયાં છે. બ્રાહ્મણો મુખમાંથી, ક્ષત્રિયો ભૂજામાંથી. વૈશ્યો જંઘામાંથી અને શૂદ્રો પગમાંથી પ્રગટ થયાં હતાં. આ બાબત ઉપર યજુર્વેદમાં નીચે આપેલો ઉતારો આપવામાં આવ્યો છે.

**ब्रामणोऽस्यमुखमासीद्**

**बाहूराजन्न्यः कृतः ।**

**उरु तदस्य यद् वैस्यः**
**पद्भ्यां शूद्रोअजायत् ॥**

"બ્રાહ્મણો તેના મુખમાંથી ઉદ્દભવ પામ્યા, ક્ષત્રિયો ભૂજામાંથી, વૈશ્યો ઉરૂમાંથી અને શૂદ્રો પગમાંથી ઉત્પન્ન થયાં."

મનુ કહે છે કે માણસના શરીરમાં નાભિની નીચેનો ભાગ અપવિત્ર છે. માનવ દેહના આવા જરૂરના અંગની આ અવગણના કદાચ એ વસ્તુ સ્થિતિને આભારી હોવી જોઈએ કે તે અંગ કલંકનું સ્થાન છે. સ્તન પ્રદેશની ઉપરના ભાગને પવિત્ર ગણવામાં આવ્યો છે માનવ દેહ આ રીતે બે ભાગમાં વિભક્ત કરવામાં આવ્યો છે; ઉપલો અગર પવિત્ર ભાગ અને નીચલો અગર અપવિત્ર ભાગ અને નાભિ આ બન્ને વચ્ચેની સિમા દર્શાવે છે. વળી વધારામાં બાહુના કરતાં મુખ, જાનુ પ્રદેશ કરતાં બાહુ, અને પગ કરતાં જાનુ પ્રદેશ, એમ ઉત્તરોત્તર વધારે પવિત્ર અંગો ગણવામાં આવ્યા છે. અને પરિણામે. આ ભિન્ન ભિન્ન અવયવોમાંથી જે જે જાતિનો ઉદ્દ્ભવ થયો તે તે જાતિને તે અવયવોને અનુરૂપ પદ મળ્યું એટલે કે બીજા શબ્દોમાં કહેતાં. ઇશ્વરના મુખમાંથી જન્મેલો બ્રાહ્મણ તેની ભૂજેમાંથી જન્મેલા ક્ષત્રિય કરતાં વધારે પવિત્ર મનાયા એવાજ કારણને લીધે ક્ષત્રિયો વૈશ્યો કરતાં પવિત્ર અને વૈશ્યો શૂદ્રો કરતાં પવિત્ર ગણાયા. જન્મની વિશુદ્ધિ એજ ઉત્તમતાની પસંદગીનો સિંદ્ધાંત છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે. તેથી પવિત્રતા અને જન્મની ઉત્તમતા માં પ્રથમ સ્થાનતો બ્રાહ્મણ નું નિર્માયું છે તેને સૃષ્ટિનો સ્વામિ (ભૂદેવ) કહેલો છે અને તે કારણથી પણ આ પ્રથમ પદનું માન તેનેજ ઘટે છે.

મૂલસ્થંભ પ્રમાણે **પંચમુખી ભગવાન વિશ્વકર્મા જગતના સૃષ્ટા હતા. આ પાંચ મુખમાંથી મનુ, મય, ત્વષ્ટા, શિલ્પી અને વિશ્વજ્ઞ એ તેના પાંચ પુત્રો પ્રગટયા. ઋગ્વેદમાં વર્ણવેલા 'પંચ' અગર પાંચ બ્રાહ્મણો તે આ**

**લોકજ છે. એને** સાંપ્રત કાળના વિશ્વકર્માઓના તેઓ પૂર્વજો છે, વિશ્વકર્માઓ અગર **વન્દનો** આ પ્રમાણે **જન્મથી** બ્રાહ્મણ છે, અને એમ હોવાથી કોઈપણ સામાજીક મંડળમાં અગ્રપદ કે પ્રથમ પદ ઉપર તેમનો અધિકાર છે, આધુનિક કાળના ગો બ્રાહ્મણોને આવી જાતના કોઈપણ અધિકાર ઉપર હક્ક દાવો નથી. તેઓના પૂર્વજો બ્રહ્મદેવના મુખમાંથી પ્રકટ થયા ન્હોતા. જે પંદર ઋષિઓના વંશજો હોવાનો તેઓ દાવો કરે છે તે ઋષિઓ ઘણા હલકા અને નીચ કુળના હતા.

બીજા વર્ગની ગણનામાં કોઇ પણ જાતની મુશ્કેલી જણાતી નથી એમાં રાજાઓ અને તેઓના વંશજોનોજ સમાવેશ થાય છે. ત્રીજા વર્ગની ગણના કરવામાં એ મુસીબત ઉભી થાય છે કે શૂદ્રો તેમાં ઘુસી જવાનો સંભવ રહેલો છે. ખરૂ જોતાં તેમાં વેપારી જ્ઞાતિનોજ સમાવેશ થવો જોઇએ. ભૂવૈશ્ય, ગોવૈશ્ય અને ધનવૈશ્ય એ શબ્દો અ સંસ્કારી છે. તેમાં વેલ્લાલ રચનાની છાપ અને ગંધ છે. પણ તેઓના પ્રયત્નો નિરર્થકજ ગએલા હોવા જોઇએ કારણ કે આ તમામ વૈશ્યો અને વેલ્લાલો જ્ઞાતિએ શુદ્ર છે એમ બધા પ્રમાણો એક મતે કબુલ કરે છે.

ચોથો વર્ગ બ્રહ્મદેવના ચરણમાંથી જન્મેલા સર્વ મનુષ્યો નો બનેલો છે. સીલોનના ગોવી લોકો, હિન્દુસ્તાનના વેલ્લાલો, અને બીજી જ્ઞાતિઓ જેઓ ચાકરીનું કામ કરે છે, અને હલકા ધંધા કરનારા તમામ લોકો આ વર્ગમાં સમાઇ જાય છે. આર્યો ના આક્રમણનો વિરોધ કરનાર દેશના મૂળ વતની અનાર્ય લોકોના આ લોકો વંશજો છે.

ઉપર જણાવેલી હકીકત અને અનુમાનો ઉપરથી નીચલું વર્ગીકરણ તારવી શકાય છેઃ—

(૧) બ્રાહ્મણોઃ—

વિશ્વબ્રાહ્મણો અગર નવન્દનો જેઓ **દેવ બ્રાહ્મણ, દેવ કમલાર, કમ્મલાર, કંસાલા, પંચાલ, તરચ્ચ, શિલ્પી,**

વગેરે નામોથી ઓળખાય છે અને તેમાં આચાર્ય, વાડુ, ગલવડું, લોગુરૂ અને બાદલ ' નો સમાવેશ થાય છે. ' આચાર્યના મથાળા નીચે લુહાર, ફીટરો, અને લોખંડનું કામ કરનાર તમામ લોકોનો સમાવેશ થઇ જાય છે. 'વાડુ' માં સુતાર, કડીઆ, અને લક્કડ કામ કરનારાઓ આવી જાય છે. 'લોગુરૂ' માં તાંબા તથા પિત્તળનું કામ કરનારા એટલે કે જે કંસારા ને નામે ઓળખવામાં આવે છે તેઓ સમાઇ જાય છે. 'ગલવાડું' એ સલાટ અને મૂર્તિકાર ( શિલ્પકાર ) લોકો છે. 'બાદલ' શબ્દ પાલી ભાષામાંનો એક શબ્દ જેનો અર્થ કોશ-ખજાનો-એવો થાયછે તેમાંથી ઉત્પન્ન થએલા છે અને એ વર્ગમાં સોના ચાંદીના ઘાટ ઘડનાર, ઝવેરીઓ નકસી અને બુટ્ટાનું કામ કરનારા કારીગરોનો સમાવેશ થઇ જાય છે.

(૨) ક્ષત્રિયોઃ—

રાજાઓ અને તેમના વંશજો.

(૩) વૈશ્યોઃ—

વેપારી વર્ગ-પહેલાં, બીજા તથા ચોથા વર્ગમાં જેઓનો સમાવેશ ન થતો હોય તે.

(૪) શૂદ્રોઃ—

શૂદ્ર આગર ગોવીના આ ચોથા વર્ગમાં બાકીના બીજા બધાંસમાઇ જાય છે. તે.

આ વર્ગીકરણકરીને અમો અમારા દેશબંધુ ગોવી લોકોને અપમાન આપવા માંગતાં નથી. તેમની કાર્ય દક્ષતા (ખંત) અને ઉદ્યોગ ને લીધેતો દેશની આબાદી તથા સમૃદ્ધિમાં સંગીન વધારો થયો છે. પરંતુ આ બધાં ઉમદા ગુણો હોય છતાં પણ તેઓ પોતાના કુલ સંબંધી કેટલીક વાર ઘણા મૂર્ખ વિચારો બાંધે છે અને તે વિચારોનો તેઓ બીજી જ્ઞાતિઓને સખત હાની પહોંચાડવા માટે પ્રયત્ન પૂર્વક ઉપયોગ કરે છે કમ ભાગ્યે આવા બનાવને લીધે બીજા લોકોમાં વૈરનો જુસ્સો ઉભરાઇ આવ્યો છે; અને તેથી ભિન્ન ભિન્ન જ્ઞાતિઓને લગતી

સત્ય હકીકત પ્રકાશમાં આવી છે. તેને લીધેજ આ વર્ગીકરણની જરૂર પડી છે. આ વિષયપરના પ્રમાણો ને આધારેજ આ તારણ સત્વ રૂપે તારવી કહાડવામાં આવ્યું છે. એજ તેને પરિણામે ઘણાંઓના ખોટા દાવાઓ જડ મૂળથીજ ઉખડી ગયાં છે. અને બીજા લોકોને તેમનું યથાસ્ત સ્થાન મળ્યું છે. અમારી ખાત્રી છે કે આ ઉપરથી અમારા કેટલાંક દેશબંધુઓ એટલું ડહાપણ મેળવશે કે કેટલાંક વિષયો, જ્યાં સુધી તેઓ લોકોના ધ્યાનમાં આવતા નથી અને તેથી એવા વિષયો ને ચર્ચા કર્યા વગરજ પડયા રહેવા દેવામાંજ સાર છે.

જુદી જુદી જ્ઞાતિઓના મુડલીઆરો અને મુહન્ડીરામોએ પહેરવાના પોશાક અને ઘરેણાનું વર્ગીકરણ ડી. સારેમે આપ્યું છે તે આટલુંજ અર્થહીન અને અત્યંત અપમાન કારક છે. આ કમ-અક્કલ વહેંચણીમાં તે મિથ્યાભિમાની પુરૂષે કોઈપણ બુદ્ધિ યુકત સિદ્ધાંતને અનુસરીને વિચાર કર્યો હોય એમ લાગતું નથી. પહેલી નજરે જોતાંજ જણાઇ આવશે કે આ એક ધૂનમાં અને તરંગોમાં લખાએલું અવિચારી પુસ્તક છે. એની વહેંચણી મુજબ માત્ર તેની જ્ઞાતિનાજ મુડલીઆરોને સોનું, ચાંદી તથા મખમલ ધારણ કરવાનો હક્ક છે. સુવર્ણની શોધ કરનાર, અને જેઓનો સુવર્ણના ઘરેણાં ઘડવાનો ધંધોજ છે એ વિશ્વકર્માઓને સુવર્ણના અલંકારો પહેરવાનો એના મત પ્રમાણે બીલકુલ હક્ક નથી એમ લાગે છે. તેમજ વસવાંયાધોબીઓની માફક તેમને હાડકાંના બટન અને ચાંદીના આંકડાજ પહેરવાનો અધીકાર છે, વધારે આશ્ચર્યકારક તો એ છે કે તેની આવા પ્રકારની નિર્લજજ ધૃષ્ટતાની કોઇએ યોગ્ય ઝાટકણી પણ કહાડી નથી.

અમને કહેવામાં આવ્યું છે કે આ અપમાન પૂર્ણ પુસ્તક સરકારી અમલદારોમાં વહેંચવા માટે ફરી છાપવામાં આવ્યું છે. અમે આશા રાખીએ છીએ કે અમારા આ ઉદ્ગારોને તે પુસ્તક જેટલાં તિરસ્કારને લાયક છે તે તમામ દર્શાવવાની શકિત આપશે.

# પ્રકરણ ૧૭ મું.

## લંકાનો પહેલો રાજા વિજય એક વિશ્વબ્રાહ્મણ હતો.

**આર્યો**ના ઉત્પત્તિ સ્થાન-ઇરાનની ખીણમાં જ્ઞાતિપ્રથા જેવા મલીન ભેદભાવોની બીલકુલ કલ્પના પણ નહોતી. તેઓ જન્મથી એકજ દરજ્જાના હતા. તેમના બાપદાદાઓના મુલકમાંથી તેઓએ કરેલાં તે ઐતિહાસીક પ્રમાણને ઘણા જમાનાઓ વીતીજવા પછી કાળચક્રને પરિણામે તેઓના સરળ નિર્વિકારી આત્માઓ પણ માનુષિ પાપોંનો ભોગ થઇ પડયાં અને ભેદની ઉત્પત્તિ થઈ. પરંતુ આ ભિન્નતા વર્ણની હતી જ્ઞાતિની નહિ. શ્વેત ( ધોળો ), રકત (લાલ) પીત ( પીળો ) કૃષ્ણ ( કાળો ) એ ચાર વર્ણો ( રંગો ) પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણોની રચના થઈ. તે સમયે રંગ જોઇને માણસને અમુક વર્ગમાં ગણવો એવો સિદ્ધાંતજ વર્ણ વ્યવસ્થામાં નિર્ણયાત્મકરૂપે હતો અર્થાત્ અમુક મનુષ્ય ચારે વર્ણમાંથી કયા વર્ણનો છે તેનો છેવટનો નિર્ણય કરવા માટે તે માણસના શારીરિક વર્ણ-રંગ-ને ધોરણ રૂપ ગણવામાં આવતો. આ વર્ણભેદ પાછળથી પરિવર્તન પામી જ્ઞાતિભેદના રૂપમાં ફેરવાઈ ગયો. અને આ બીજા પ્રકારના ભેદમાં—એટલે કે જ્ઞાતિભેદમાં—ભેદદર્શક રેખા તરીકે વર્ણ નહિ પણ જન્મને ગણવામાં આવે છે. પહેલા પ્રકારનો ભેદ તો કાંઇક અર્થસૂચક હતો પણ આ બીજા ભેદમાં તો કાંઇ પણ અર્થ રહેલો નથી; એટલુંજ નહિ પણ વધારામાં તે અપમાન કારક છે. શારીરિક સૌંદર્ય અને લાલિત્યના ધોરણપર રચાએલા પહેલા પ્રકારના ભેદમાં કાંઇક સમજી શકાય તેવી ઉચ્ચ ભાવના રહેલી છે પણ આ બીજા પ્રકારનો ભેદ છે અવ્યવસ્થિત ભેજાંઓના સ્વપ્ના જેવો એક પ્રપંચ માત્રજ છે. પરંતુ આ ભેદ વર્ષોથી અસ્તિત્વમાં આવેલો હોઈ અદ્યાપિ પર્યંત વિદ્યમાન છે,

કળિયુગના ૨૫૫૮ મા વર્ષના વૈશાખ શુકલ પૂર્ણિમાને દિવસે એટલે કે જે દિવસે ભગવાન્ ગૌતમ બુદ્ધે દેહોત્સર્ગ કર્યો તે દિવસે સાતસો અનુચરો લઇ વિજય સિંહલદ્વિપ—સીલોનને કિનારે ઉતર્યો. તે વખતે તે ટાપુનું રાજ્યશાસન કવેની નામની રાણીના હાથમાં હતું. ઈતિહાસમાં આ રાણીના સૌન્દર્ય વિષે કાંઈ પણ વર્ણન આપવામાં આવેલું નથી. જો આર્વાચીન કાળમાં વેદ્દા નામે ઓળખાતા લોકો જો યાકકો જાતિના વંશજો હોય તો તે યાકકો લોકો ઉપર રાજ્ય કરનારી તેમની જાતિની આ રાણી (જેનું સૌન્દર્ય હાલના વેદ્દા લોકોનાં જેવુંજ હોવું જોઇએ તે) ના સૌન્દર્ય માટે અમે સારો અભિપ્રાય ધરાવી શકતાં નથી. કોઈ પણ પ્રકારે, મોહમુગ્ધ કરી નાંખે એવી અપ્સરા જેવું લાવણ્ય તેનામાં હતુંજ નહિ. પ્રાચીન કાળમાં અગર સાંપ્રત સમયમાં કોઇ પણ સ્ત્રીના ભાગ્યમાં ન હોઈ શકે એવું અત્યંત અદ્દભૂત અને અસામાન્ય શારીરિક લક્ષણ તેના દેહને શોભાવી રહ્યું હતું. કારણ કે સામાન્ય સ્ત્રીઓના વક્ષઃસ્થળના અગ્રભાગ ફક્ત બેજ સ્તનોથી વિભૂષિત થએલો જોવામાં આવે છે ત્યારે આ અસામાન્ય સ્ત્રીને ત્રણ સ્તનો હતાં. અને આ ત્રીજું વધારાનું સ્તન બે સ્વાભાવિક સ્તનોની વચ્ચે આવેલું હતું. આ અદ્દભૂત લક્ષણ દૈહિક સૌન્દર્યનું ચિન્હ હતું કે શારીરિક કદ્રૂપતાનું હતું એ કહેવું અઘરૂં છે. પરંતુ જ્યોતિષ વિદ્યામાં નિપુણ પંડિતોએ એવું ભવિષ્ય ભાખ્યું હતું કે જે ક્ષણે તેની નજર તેના ભવિષ્યમાં નિર્માણ કરેલા પતિ અને પ્રભુ ઉપર પડશે તેજ ક્ષણે આ મધ્યમાં આવેલું વધારાનું સ્તન આપોઆપ અદ્રશ્ય થઈ જશે.

તે યુવાન છેલબટાઉ (મોજીલો) રાજવંશી વિજયના આંજી નાંખે એવા સૌન્દર્ય સંબંધીનો કાંઈ પણ વૃત્તાંત ઇતિહાસમાં આપવામાં આવ્યો નથી. તેના પિતાના રાજ્યમાં તે એક ઉત્પાતરૂપ હતો અને તેના વૃદ્ધ પિતાએ પોતાના નિરંકુશ પુત્ર અને તેના દુરાચારી સોબતીઓથી છુટવાના ઇરાદાથી તે તમામને

કેટલાંએક વહાણો પર ચડાવી દીધા અને તેમનું નસિબ તેમને જે દેશમાં લઇ જઈને નાંખે તે ભૂમિમાં પોતાનું ફોડી લેવા ( પોતાનું તકદીર અજમાવવા ) માટે તેમને હિન્દીમહા સાગરમાં ધકેલી મુકવામાં આવ્યાં. અને તેમનું સદ્‌ભાગ્યજ તેઓને લંકાને કિનારે ઘસડી લાવ્યું. આ અજાણ્યા પરદેશીઓના આગમનની હકીકત લંકાદ્વિપની રાજ્ય કર્તા રાણીકવેનીને જણાવવામાં આવી. તેઓ કોણ હતા તેની રાણીને પણ ખબર હતી નહિ. પરંતુ તે રાજવંશી છેલ ઉપર જે પળે તેની નજર પડી તેજ પળે પેલાં વધારાના મધ્ય સ્તનનો આપોઆપ લોપ થયો. આ ઉપરથી ભાવિષ્યમાં એ પુરૂષ જોડે પોતાનો સંબંધ કેવા પ્રકારનો થવાનો છે એ બાબતનો તેને સંપૂર્ણ ખ્યાલ આવી ગયો જ્યોતિષિઓની ભવિષ્યવાણી આખરે ખરીપડી અને રાણીપર વિજયનો સંપૂર્ણ જય થયો.

•પરંતુ લગ્નાલા યાકકો જે લોકો ઉપર કવેની રાજ્ય કરતી હતી તેઓએ થોડો વિરોધ બતાવ્યો છતાં પોતાની રાણીની સહાયથી વિજયે તેઓને સખત હારઆપી અને દ્વિપમાં પોતાની સત્તા દ્રઢ અને સલામત કરીનાંખી જે વહુથ્થ અને દીશાલ નામના પુત્ર અને પુત્રી એમ બે સંતાનો કવેનીને પેટે અવતર્યાં પણ વિજયે પાછળથી તેમને કહાડી મૂકયા આ નિર્દય અને કૃતઘ્ન રાજાએ તેઓની માતા-રાણી કવેની-પ્રત્યે પણ એવુંજ નીચ-ઘાતકી-વર્તન ચલાવ્યું.

**સીલોનમાં મનુના સૂર્ય વંશનો સૌથી પ્રથમ રાજા આ વિજય હતો અને તે આવંશનો હોવાથી વિશ્વ બ્રાહ્મણ હતો તેની જોડે હિન્દુસ્તાનથી વિશ્વકર્મા જ્ઞાતિના પાંચ અમીરો આવ્યા હતા.** તેઓના નામ શિરિથ પ્રાક્રમ રાદલ, શિરિથ નારાયણ રાદલ, શિરિથ અભિષેક રાદલ, શિરિથ પોન અશરણ રાદલ તથા દેવનારાયણ રાદલ હતા. વિશ્વકર્માઓના પાંચ મહાન આદ્ય પૂર્વજોમાંના મનુના શિર ઉપર મુગટ ધરાવનારા (રાજ્યાભિષેક

કરનારા ) વિશ્વકર્મા જ્ઞાતિના દેવ બ્રાહ્મણોના એક કુળના તેઓ વંશજો હતા. ઉપર જે પાંચ જણાના નામો આપવામાં આવ્યાં છે તે પાંચ વિશ્વદેવ આચાર્યે વિજય અને તેની રાણીને રાજ મુકુટ ધરાવ્યો અને તેઓની આ સેવાના બદલા તરીકે રાજાએ મદુરાની પાંડવ જાતિની રાજ કન્યાની સાથે આવેલી વિશ્વદેવ જ્ઞાતિની પાંચ અમીરજાદીઓ* સાથે તેમને પરણાવ્યા. રાજાએ તેઓને જે ગામો આપ્યા તેમાં કડુપિટિયા, કમ્મલથોટા, ગામો હતાં. વિજયને ભેટ તરીકે મદુરાના રાજાએ નટ્ટા મ્બુવા, વેવાગામા, નિમ્માગલ, અને એવંદમ્ એ ગામો આપ્યા હતાં. વિજયને ભેટ તરીકે મદુરાના રાજાએ કયી કયી વસ્તુઓ મોકલી તે અહિંયા જણાવવું એ આપણા ઉદ્દેશની બહારનું છે, પણ આટલું તો વર્ણવી શકાય કે **પાંડવ રાજકુમારી સાથે સીલોનમાં આવેલા તમામ લોકો શિલ્પી એટલે વિશ્વકર્માઓ ઉચ્ચ કુળના વંશજો છે એ હકીકત પુરવાર કરી આપવા માટે પુરતી છે.**



* કુરને ગલ વિસ્તારા ' નામનું પુસ્તક આ લોકોને હિન્દુસ્તાનના વિશાલ મહાનુવરના સાત હજાર સાતસોને સાત લચ્છળીઓને મુગુટ ધરાવનારા પંડિતો ના વંશજો ગણ્યા છે.

# પ્રકરણ ૧૮ મું.

## શાસ્ત્રિય અને કલાત્મક કાર્ય.

લંકાદ્વિપના શિલ્પીઓ સાધારણ રીતે સોની આચાર્ય કે નવન્દન્નો તરીકે ઓળખાય છે. છેલ્લા શબ્દનો વ્યુત્પત્તિ પ્રમાણેનો અર્થ 'વિવિધ શોધખોળ કરવાની શકિત અને કલાના નવનવાં રૂપો યોજવાની વૃત્તિ' નું સૂચન કરે છે. તેમને પાલી ભાષામાં **स्वण्णकार** અને સંસ્કૃતમાં **सुवर्णकार** કહે છે અને આ બન્ને શબ્દોનો અર્થ 'સુવર્ણ સંબંધીનું કામ કરનાર એવો થાય છે, કર્માર, કમ્મલ અને તરચ્ચ એ પણ તેઓના નામો છે. હિન્દુસ્તાનમાં તેઓને સંસ્કૃત ભાષામાં **पांचाल** ઉપનામ પણ આપવામાં આવેલ છે. **क्रियावह** એ નામ પણ તે જાતિનું છે. **क्रियावहाः इतिहवै पुरा पांचालन अव्यक्षते** ( શતપથબ્રાહ્મણ ) જે પ્રાંતમાં તેઓ નિવાસ કરતા હતા તે મનુ ગણાવે છે. 'તે પ્રાન્તો કુરૂક્ષેત્ર. મત્સ્ય, પાંચાલ અને શૂરસેનક' એ હતા.

સમ્રાટ્ અસોકના સમયમાં તરચ્ચ જ્ઞાતિની કેવી સ્થિતિ હતી? બુદ્ધ ગયાના પવિત્ર બોધિવૃક્ષની એક શાખા લઈને તે સમ્રાટની પુત્રી રાજકુમારી સંઘમિત્રા સીલોન આવી ત્યારે તેની સાથે દેવથ ( દેવતા ? ) જ્ઞાતિના અરાઢ, બ્રાહ્મણ જ્ઞાતિના આઠ, કેલામ્બીજ્ઞાતિના આઠ, ભોપક જ્ઞાતિના આઠ તરચ્ચજ્ઞાતિના આઠ અને કલિંગજ્ઞાતિના આઠ એટલાં મનુષ્યો આવ્યા હતા. તરચ્ચ ( અગર તરચ્ચા ) જ્ઞાતિના આઠ પંડિતો ના નામ આ પ્રમાણે હતાઃ—( ૧ ) **શિરિથ તરલના રાદલ ( ૨ ) શિરિથ પોનતરલના રાદલ (૩) શિરિથ લેન રાદલ (૪) શિરિથ નારાયણ રાદલ (૫) શિરિથ ઉભય નારાયણ રાદલ (અભય નારાયણ રાદલ) (૬) મહા નિકેત રાદલ**

**(૭) વિદ્યા ચક્રવર્તિ પંડિત શદલ (૮) શિરિથ મનુ-વિક્રમ શદલ.** આ તરચ્ચ પંડિતો તેઓના નામ સૂચવે છે તે પ્રમાણે અમીરો તથા મનુ અને તેના ભાઇઓના સીધા વંશજો હતા.

પોતાની પવિત્ર કન્યા સાથે મહાન્ **અશોકે** મોકલેલા પંડિતોના નામો ઉપરથીજ તેઓની મહત્તાનો પુરાવો મળે છે કારણ કે તે કન્યાએ ઉપાડેલું કામ ઘણુંજ મહત્વનું હતું. જગત્‌ભરમાંના તમામ વિદ્યમાન વૃક્ષોમાં સર્વથી પરમ પવિત્ર અને સર્વથી વધારે પૂજાએલાને બોધિવૃક્ષની શાખા વહન કરવાનું તે પવિત્ર કાર્ય હતું. તે ઉપરાંત પોતાના દેશબંધુઓના કોપાગ્નિની પરવા કર્યા વગર તે મહાન્ સમ્રાટે સ્વીકારેલા ધર્મનો પ્રચાર કરવા અને એક મહાન રાજાને પ્રસન્ન કરવાના હેતુથી એમ બેવડા ઉદ્દેશથી એ કાર્યની પ્રેરણા થઈ હતી. (આ જોતાં આ કાર્ય ઘણું મહત્વનું હતું અને તે કામ કરનાર આ તરચ્ચ લોકો પણ મહાન્ હતા.) આ પુરાવા વિના પણ તરચ્ચ જ્ઞાતિ ઉત્પત્તિથીજ મહાન્ જ્ઞાતિ હતી. 'તરહલ' શબ્દ તરચ્ચ પરથીજ ઉપજેલો છે. **સારાર્થ દીપની**માં કહેવામાં આવેલું છે કે 'કલીંગુ નગર'માં ઉંચામાં ઉંચી જ્ઞાતિ એક કલીંગુ જ્ઞાતિ છે અને તરચ્ચ જ્ઞાતિ એક પ્રતિષ્ઠિત અને ભોભાદાર જ્ઞાતિ છે. અને તે (તરચ્ચ) જ્ઞાતિ કલીંગુ જ્ઞાતિના જેટલીજ ઉંચી અને માન પામેલી છે.' આ એક સબળ પુરાવાઓને આધારે બાંધેલું નિષ્પક્ષપાત અનુમાન છે. કુશજાતકની ૧૭૧ અને ૧૭૫ મી ગાથાઓમાં 'તરહલ' શબ્દ આવે છે. તેનું બે સિંહાલીઝ માણસોએ વિવરણ કરેલું છે તે અને સારર્થદીપનીના વિવરણ વચ્ચેનો ભેદ તપાસો. જ્ઞાતિની ઈર્ષ્યાથી ઉશ્કેરાયલો મનુષ્યનો સ્વાભાવિક દ્વેષભાવ કેટલી હદ સુધી જઇ શકે છે તે તરતજ જણાઇ આવશે. આ બે સિંહાલીઝ ટીકાકારોમાંનો એક તો કાંઈક વિદ્યાવાળો અને સાધારણ સભ્યતા તથા શિષ્ટતાના આડંબરવાળો મુડલીઆર છે. પરંતુ 'તરહલ' શબ્દનો અર્થ બતાવવા માટે

તેણે જે શબ્દ વાપરવાનું પસંદ કર્યું છે તેનું રૂપ સદ્બુદ્ધિને અપમાન આપે અને સંસ્કારી વૃત્તિને બેહદ આઘાત પહોંચાડે એવું છે. અને તેને લીધે તે મુડલીઆર ઈરાદા પૂર્વક અપમાન કરવાનો ગુન્હેગાર સિદ્ધ થાય છે. અને ઉપરથી જણાતી સભ્યતા માત્ર ખોટી તથા આડંબરરૂપ છે તે (સભ્યતા) અંતઃકરણના (હૃદયના) કોઇ પણ [ શુદ્ધ ] સંસ્કારને આભારી નથી.

'બાદલ' એ શબ્દ પાલી ભાષામાંથી આવેલો છે અને મૂળમાં તેનો અર્થ કોશાધ્યક્ષ—ખજાનચી-( ત્રીઝોરર ) એવો થાય છે. પ્રાચિનકાળમાં તમામ ખજાનચીઓ વિશ્વકર્મા જ્ઞાતિના હોવાથી 'બાદલ'નો વિચાર આવતાવેંતજ વિશ્વકર્માનો વિચાર આવતો આમ વિચારના સહવાસને લીધે [ એટલે કે 'બાદલ' અર્થાત્ ખજાનચી એતો વિશ્વકર્માજ હોય અને બીજો કોઇ નહિ એવા ખ્યાલને લીધે જ્યારે જ્યારે બાદલ વિષે વિચાર કરવામાં આવે ત્યારે વિશ્વકર્માઓજ નજર સન્મુખ જણાતા હોવાથી ] આ શબ્દનો અર્થ બદલાઈ ગયો અને વિશ્વકર્માજ્ઞાતિના એક ઉપનામ તરીકે તે (બાદલ) શબ્દ વપરાવા લાગ્યો. બીજી ભાષાઓમાં, દાખલા તરીકે અંગ્રેજી ભાષામાં 'Knave' (નૅવ) અને 'Villian' (વિલિયન) એ શબ્દો માફક, આ શબ્દનો અસલ મૌલિક માનભરેલો અર્થ લુપ્ત થઈ ગયો અને તુચ્છકારમય અર્થ તેને લાગુ પાડવામાં આવ્યો. જેમ હન્દુરૂવા, કેવુલા, અને હાલીઆ, શબ્દો આ પ્રમાણે બોલતાં, તેને શબ્દોથી દર્શાવવામાં આવતી જ્ઞાતિઓને ગંભીર અપમાનકારક છે તેજ પ્રમાણે 'બાદલ' અને 'તરહલ'નું 'બાદલા' અને 'તરહલુવા' એ શબ્દોમાં રૂપાન્તર થવાથી એ શબ્દોથી સૂચવવામાં આવતી જ્ઞાતિઓને અપમાનજ આપે છે. વિશ્વકર્માજ્ઞાતિના જેટલાં ઉપનામો ધરાવનારી બીજી કોઇ જ્ઞાતિ આખીદુનીઆમાં હયાત નથી. **વિશ્વબ્રહ્મ, દેવબ્રહ્મ, દેવકમલાર, કમ્સાલા, પંચાલ, શિલ્પી, જગદ્ ગુરૂ, કમ્મલ, તરચ્ચ, તરહલ, સ્વર્ણકાર, રન્કરૂ નવન્દન્નો** આ તેમના વિવિધ નામોમાંના

કેટલાંક છે, એક માણસ અને તેની જ્ઞાતિનો ધંધો કોઈપણ જાતના અપમાન વગર જણાવવામાટે જ્યારે આટલા બધાં નિર્દોષ શબ્દો મોજુદ છે, ત્યારે આવા નમ્ર અને નિર્દોષ જણાતાં મુડલીઅરને એવું શું ભૂત ભરાયું હશે કે તેણે પોતાના ઉદ્દેશને માટે એક અત્યંત અપમાન કારક શબ્દ પસંદ કર્યો અને તે જ્ઞાતિના બીજા મનુષ્યોને વિના કારણ દુઃખ ઉપજાવ્યું ? તે સહેલાઇથી સમજી શકાય તેમ નથી. તે મુડલીઆરની કોઇપણ જાતની ક્ષમાપાત્ર સરતચૂકને લીધે આમ થયું હતું એમ બનવુ અશક્ય છે કારણ કે ૧૭૯ મી ગાથામાં પણ તેણે એવાજ અર્થમાં 'તરહલ' શબ્દ વાપર્યો છે. વળી એવી બાબત પણ ન હતી કે આસપાસનો સંબંધ જોતા તે શબ્દોના તુચ્છકાર કરેલાં રૂપો વાપરવાની જરૂર પડે, કારણ કવિતો માત્ર સાધારણ રીતેજ 'સુવર્ણકાર' કહેવા માંગે છે નહિ કે 'દુરાચારી અનીતિવાન્ સુવર્ણકાર.' સત્ય તો એ છે કે લોકોના હૃદયમાં માન ઉત્પન્ન કરે એવા ઘણા પ્રખ્યાત સુવર્ણકારને વર્ણવવાનો કવિનો ઉદ્દેશ છે. ઇન્દુર, કેવુલ, હાંગ્રી એ શબ્દોની માફક 'બાદલ' અને 'તરહલ' એ શબ્દો પણ મૂળ રૂપમાં બીલકુલ નિર્દોષ છે, પણ 'આ' એ સ્વરનું આ શબ્દો સાથે અનુસંધાન કરવાથી (અર્થાત 'બાદલા' 'તરહલુબા' એમ કરવાથી) તે શબ્દોનો ભાવ માણસના મનમાં તિરસ્કાર ઉત્પન્ન કરે છે. આમ એક પ્રત્યય માફક પાછળ લગાડેલા સ્વરને લીધે અર્થમાં જે કાંઇ વિપરિતતા ઉત્પન્ન થાય છે તે પુરે પુરૂં સમજીનેજ, અને કોઇ પણ પ્રકારનું ઉશ્કેરાઇ જવાનું કારણ મળ્યા વિના આ મુડલીઆરે એક વર્ગનું ગંભીર અને અણ-છાજતું અપમાન કર્યું છે વિશ્વકર્મા જ્ઞાતિ આવા અપમાનને પાત્રજ નથી. તે જ્ઞાતિનો ફકત એકજ દોષ છે અને તે દોષ એજ કે તેઓ ભગવાન્ વિશ્વકર્માના વંશમાં ઉદ્ભવ પામવાનો દાવો કરે છે. અને તેઓના આ દોષને લીધેજ બીજી જ્ઞાતિઓને ઉદ્વેગ પામવાનું કારણ મળ્યું છે. તેથી જો કોઇપણ ઉશ્કે-

રણીના કારણ સિવાય તે મુડલીઆરે આ જ્ઞાતિનો આવો તિરસ્કાર કર્યો હોય તો તેના વર્તનનો સાર માત્ર એટલોજ નિકળી શકે જેમ કેટલા માણસોના આત્માનું સ્વાભાવિક રીતે એટલું બધું અધઃપતન થઇ ગયું હોય છે કે તેઓ બીજાઓને ત્રાસ આપવામાં આનંદ માની લે છે અને કેટલાકને તો આવો ત્રાસ પહોંચાડવાનું ઘણું રૂચી ગએલું હોય છે તેજ પ્રમાણે આ મુડલીઆરનું આવું વર્તન આન્યાયે અધોગતિનું પરિણામ હોવું જોઇએ. બીજા લેખક માટે અમે કાંઇ પણ કહેવા માંગતા નથી. નિષ્પક્ષપાત અને પ્રમાણિકપણાની તુલામાં (ત્રાજવામાં) જ્યારે મુડલીઆર નાલાયક ઠરે છે ત્યારે તે બીજાને માટે કહેવાનુંજ શું રહે? બન્ને જણા સરખાજ અપરાધી છે. તેઓ જો પળવાર પોતાના પ્રવાહમાં જતાં થોભ્યા હોત અને પોતાની જ્ઞાતિ આવા (આક્ષેપોના) હુમલા સામે સુરક્ષિત નથી, અને તેઓ જાતે બીજાઓના ઉપહાસ અને ટીકા ને પાત્ર છે એ બાબતનો જો તેમણે વિચાર કર્યો હોત તો બીજી જ્ઞાતિને ગાળો દેવાની ડહાપણ વિનાની પ્રવૃત્તિમાં તેઓ કદાચ અક્કલ વાપરીને પડયા હોત નહિં. બહારથી સજ્જન દેખાતા માણસો આવી જાતની નીચતા કરે એ એક આશ્ચર્ય કારક ઘટના છે.

હાલના સમય સુધી વિશ્વકર્માઓના ધંધાને હલકો ગણવાની ગોવી જ્ઞાતિના લોકોને (બુરી) આદત હતી. કદાચ તેઓને એવી મોટી ભ્રમણા હશે કે તેઓનો પોતાનો ધંધો ઘણી ઉંચી જાતનો છે. હથોડો હલાવવો એ કામ બેઆબરૂ ભરેલું ગણાતું અને કાનસનો ઉપયોગ કરવો તે પણ કાંઇ ઓછું અધમ કાર્ય લેખાતું ન્હોતું. આ એક એવી જાતના ધંધાની નિન્દા છે કે જે ધંધા વિષે ભગવાન બુદ્ધ નીચે પ્રમાણે કહે છેઃ—

**बाहुसच्चंच शिल्पंच**
**विनयोच सुसिक्खितो ।**

**सुभाषिता च यावाजा**
**एतान्मङ्गलमुत्तमम् ॥**

શિલ્પ શાસ્ત્રની કળાઓ-સ્થાપત્ય,-સભ્યતા અને શિષ્ટાચારનું સુંદર જ્ઞાન મેળવવું તે અને સંસ્કારી અને ભભકભર્યો (આકર્ષક) વાર્તાલાપમાં રસ લેવો એ (તમામ) એક મહાન આશિર્વાદ સમાન શુભ છે.

અહિંઆ એવી નોંધ કરવી વ્યાજબી છે કે 'ગોવી જ્ઞાતિની ઉન્નતિ અને આચાર્યોનું પતન તથા તેને અંગે સિંહલદ્વિપમાં થએલી કળાની અધોગતિ એ તમામ એવી જાતની આફતો હતી કે તેને પરિણામને અંતે સિંહલદ્વિપની આના ખરાબી થઇ ગઇ.

વિશ્વકર્માઓની કળામાં રહેલી પવિત્રતા અને મહત્તા સાથે ખેડુતોનું કામ કે માછીમારના કાશલની કોઇ પણ રીતે સરખામણી થઇ શકે તેમ નથી. મનુએ ખેડુતનો ધંધો સ્વભાવિક રીતેજ હલકો ગણીને ધિક્કાર્યો છે (મનુસ્મૃતિ ૧૦-૮૪) અને માછીમારના ધંધાનું તો નામજ હોવાથી તે ધંધાની નીચતા જણાઈ આવે છે. પરંતુ સંપ અને પક્ષનું એટલું બધું સામર્થ્ય છે કે હાલના જમાનામાં ચાંદી સોનામાં કામ કરવું એ હલકુ મનાય છે, અને કાદવમાં લોટવું અને દરીઆમાં ગોથા ખાવાં તથા માછલાં મારવાં એ તદ્દન ઉચ્ચ પ્રતિના ધંધા મનાય છે, પરંતુ જે બાબત સ્વતઃ સિદ્ધ સત્યજ છે તે બાબતને અસત્ય ઠેરવવા માટે તર્કશાસ્ત્રની જરૂરીઆતની મદદની જરૂર પડતી નથી.



## પ્રકરણ ૧૯ મું



## ચંદાના મકાનમાં શાકય મુનિ.

---

પુરાતન કાળમાં વિશ્વકર્મા જ્ઞાતિના લોકોને જાહેર મનુષ્યો ઘણું સન્માન આપતાં ભગવાન બુદ્ધના જીવનકાળમાં, 'પાવા' નામના નગરમાં ચંદા નામનો એક પ્રખ્યાત વિશ્વકર્મા રહેતો હતો. તે એટલો બધો ધનાઢય હતો કે તે કેલાબ્બી એટલે કે કરોડપતિની પંકિતમાં ગણાતો ( કરોડપતિહતો ) ચંદા પહેલાં તો શિવમાર્ગી હતો, પરંતુ શાકય મુનિ (ભગવાન બુદ્ધ) નો ઉપદેશ શ્રવણ કરીને તેણે બુદ્ધ ધર્મનો અંગીકાર કર્યો શાકય યુવરાજે ચંદાને કેવા સંબોધનથી બોલાવ્યો હતો ? નીચા કુળમાં જન્મેલા પુરૂષોને સંબોધવા માટે વપરાતી શૈલીમાં બોલાવ્યો હતો? ઉતરતી જ્ઞાતિમાં જન્મેલા માણસો સાથે બોલવામાં વપરાતી ભાષામાં તેને બોલાવ્યો હતો ? કદી પણ નહિ. તે પવિત્ર ઋષિએ ચંદાને 'આશુષ્મન' કહીને બોલાવ્યો હતો. તે શબ્દ ઉચ્ચ જ્ઞાતિ અને ઉન્નત પંકિતવાળા પુરૂષોને સંબોધવા માટેજ વપરાય છે.

એક સવારે ચંદાએ ભગવાન બુદ્ધ તથા તેમના પાંચસો શિષ્યોને પોતાને ઘેર ભોજન લેવા આમંત્રણ કર્યું હતું. તમામ જમણ સુવર્ણના વાસણોમાં પીરસવામાં આવ્યું હતું અને નિમંત્રેલા સાધુઓમાંના એકે એમાંનો એક સોનાનો કટોરો ચોરી લીધો હતો ભગવાન બુદ્ધને માટે 'સુકર' નામની એક વાની ખાસ તૈયાર કરવામાં આવી હતી. તેમણે તે ખાધી અને તેમાંથી સખત મરડો થયો અને પરિણામે ભગવાન બુદ્ધનો દેહાંત થયો 'સુકર' એટલે શું ? તે બાબતમાં ભારે વિવાદઉપસ્થિત થયો છે. લોકમાન્યતા એવી છે કે તે એક ન્હાના સુવરનું માંસ હતું. સુવરનુ માંસ ખાવાથી ભગવાન બુદ્ધનું અવસાન થયું એ

મૂર્ખતા ભરેલા વિચારને લીધે ખ્રિસ્તી લોકોને તે પવિત્ર પુરૂષની પુષ્કળ હાંસી કરવાની ઉમદા તક મળી છે પણ અમે કેટલાંક કારણસર આ લોકમાન્યતા સ્વીકારવા માટે અસમર્થ છીએ પહેલાં તો ચંદા એક બ્રાહ્મણ હતો અને તેથી તેને તો સુવરો અને તેઓનુ માંસ જરૂર ઘણા ઉત્પન્ન કરનાર હતું અને તેના સ્પર્શ માત્રથી એટલી આભડછેટ થતી કે જેથી શુદ્ધિ કરવી પડે પાછળથી મુનિના વાકચાતુર્યથી ચંદા બુદ્ધ ધર્મનો અનુયાયી બન્યો અને તે ધર્મનો પ્રથમજ સિદ્ધાંત કોઈપણ પ્રકારની હિંસાનો પ્રતિબંધ કરે છે અને પોતાને માટે વધ કરેલા પ્રાણીનુ માંસ ખાવુ એ ખાનાર (કે જેને માટે વધ કરવામાં આવ્યો છે તે) માણસને હાથે આ સિદ્ધાંતનુ ઉલ્લઘન થએલું બતાવે છે. તેથી તેમ માનવામાં કોઇપણ જાતનું જોખમ નથી કે ચંદા નવો અનુયાયી હોવાથી આ ધર્મના સિદ્ધાંતો પાળવામાં વધારે ચુસ્ત હોવો જોઇએ અને તેણે ડુક્કરને મારેલો પણ નહિ, તેમજ તેનું માંસ ભગવાન બુદ્ધને અર્પણ પણ કરેલું નહિ. તેનું કારણ એજ કે ભગવાન બુદ્ધને તો તે માંસ ઘણા ઉપજાવનારૂ અને સ્પર્સજ થયું હોત તો પછી સુકર એટલે શું? તે, "ઇદાલોલુ" નામની બીલાડીનો ટોપ (છત્રી)' કહેવાતી વનસ્પતિની એક અસાધારણ જાત છે અને તેને ખોરાકની ઉત્તમ ચીજ ગણવામાં આવતી, અમે આ મત સાથે સંમત છીએ.



## પ્રકરણ ૨૦ મું.



## ચંદા વિશ્વકર્મા હતો અને સૂર્ય વંશનો હતો.



પ્રોફેસર હ્રાઈસડેવીસ એ બુદ્ધ ધર્મના યુરોપીઅન અભ્યાસીઓમાંના વિદ્વાનો પૈકીનો એક છે, બુદ્ધ ધર્મ અને તેના યશસ્વી સ્થાપકના જીવન ઉપર લખેલું તેનું પુસ્તક એક ઘણુંજ વખાણવા લાયક કાર્ય છે. તે મહાન અને ગહન ધર્મતત્વના મુખ્ય મુદ્દાઓની સ્પષ્ટ અને સર્વગ્રાહી સમજણ આ પુસ્તકમાં દેખાય છે, ભગવાન ગૌતમબુદ્ધના ધર્મના સિદ્ધાંતો સબંધી સ્પષ્ટ અને સંપૂર્ણ જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય તેણે પ્રોફેસર હ્રાઇસડેવીસના 'બુદ્ધિઝમ્' નામના પુસ્તકથી આગળ જવાની જરૂર નથી. પરંતુ એ એક જાતનું દુર્ભાગ્ય છે કે આ ધુરંધર વિદ્વાને પોતાના પુસ્તકમાં જે વિષય સાથે તેને બીલકુલ લેવા દેવા નથી. તે વિષયની વસ્તુ દાખલ કરીને પોતાના તે પુસ્તકનું એક પાનુ દુષિત કર્યું છે, આ વિષયને તેના ઉદ્દેશ સાથે બીલકુલ સંબંધ ન્હોતો. અને આ વિષય વિના તેણે ચલાવી લીધું હોત તો તેના વિવરણની સ્વાભાવિક કિંમતમાં રજમાત્ર પણ ઘટાડો થવા પામવાનો ભય ન હતો. તેણે આવું લખાણ કર્યું ન હોત તો ઠીક થાત એવું આપણે એટલાજ માટે ઇચ્છીએ છીએ કે આ વિષયથી હિન્દુસ્તાન અને સીલોનની પ્રજાના એક વર્ગની લાગણી એને લીધે ચોક્કસ દુઃખાઇ છે. તેણે ચંદાની જ્ઞાતિ વિષે ઇસારો કરતાં જે દુઃખદાયક વિવરણ કર્યું છે તેનીજ વાત અમે કરવા માંગીએ છીએ. પોતાના પુસ્તકના ૮૦ મા પૃષ્ટપર આ વિદ્વાન પ્રોફેસર લખે છે કે "પાવા નગરમાં પહોંચતા ભગવાન બુદ્ધને તે શહેરનો ચંદા નામનો માણસ જે જાતે સોની હોવાથી હલકા વર્ણની જ્ઞાતિઓ પૈકીનો હતો. તેણે તેમને આવકાર આપ્યો." પ્રોફેસરના શબ્દોનો ભાવાર્થ સમજવો કઠણ નથી,

તેના કહેવાનો એવો આશય છે કે ચંદ્દા જે જ્ઞાતિનો હોવાનું માન ધરાવતો હતો તે સુવર્ણકારની જ્ઞાતિ એક હલકી જ્ઞાતિ હતી. બેલાશક, પ્રોફેસર હ્રાઈસડેવીસ એક સમર્થ વિદ્વાન માણસ છે, પરંતુ જ્ઞાતિઓને લગતા સાહિત્યનું તેને ઘણું જ્ઞાન છે એમ માનવાને અમે ના પાડીએ છીએ. અને ચંદ્દાના કુળની અધમતાનું તેણે કરેલું પ્રમાણ વગરનું અનુમાન અમારા આ મતને સાબીત કરે છે.

વિશ્વકર્માઓની જ્ઞાતિએ, જ્ઞાનનો ડોળ ધરાવનાર લોકોની ખરી કસોટી કરવાનું એક સાધન છે, જ્યારે એક માણસ સુવર્ણ-કારને હલકા વર્ણમાં મૂકે ત્યારે તે માણસનું તે જ્ઞાતિ અગર બીજી કોઈ પણ જ્ઞાતિઓ સંબંધીનું જ્ઞાન નહિ જેવુંજ છે અગર મુદ્દલે નથી એમ તુરત જણાઇ આવે છે. અને આવાજ (અધુરા જ્ઞાનરૂપી) કોઇક કારણને લીધે જે વંશમાં ચંદ્દાનો જન્મ થયો હતો તે વર્ણને અપમાનકારક ઉલ્લેખ પ્રોફેસરે કર્યો હશે એમ અમને ભય છે.

ચંદ્દાની જ્ઞાતિ સંબંધીનું જ્ઞાન પ્રોફેસર હ્રાઈસડેવીસને કયાંથી પ્રાપ્ત થયુ તે સોધી કહાડવું અઘરૂં નથી, તદ્દન જુવાન વયમાં પ્રોફેસર સીલોનમાં એટ સીવીલ સર્જન હતા. (મુલકી અમલદાર હતા.) આ પદવીને અંગે તેમને વિશ્વકર્માઓના વંશ-પરંપરાના શત્રુઓ ગોઇગામ જ્ઞાતિના સાધુઓ અને બીજા મનુષ્યો સાથે ઘણીવાર પ્રસંગ પડેલો. તેથી ચંદ્દાની જ્ઞાતિ બાબ-તની છાપ પ્રોફેસરના સીલોનમાંના તેમના અનુભવના પરિણામે પડેલી હોવી જોઇએ એમ માની શકાય.

એક માણસના જીવનના આગલા ભાગમાં જે છાપો પડે છે તે કેટલી સચોટ હોય છે તે ઘણીવાર અમારા નિહાળવામાં આવેલું છે, ઘણું ખરૂં તો તે છાપો કાયમને માટે રહીજ જાય છે. આ છાપોનો સાથી પ્રધાન ગુણ હઠ–દુરાગ્રહ હોય છે, અને કોઇકજ એવા હિંમતવાળા પુરૂષો હોય છે કે જેઓ આ પ્રથમ

પડેલી વિનાશકારક છાપો તેઓના ઉપર જે સત્તા જમાવે છે તેની ગુલામીમાંથી પોતાના મનને મુક્ત કરવાનું ધૈર્ય અને દ્રઢતા બતાવી શકે.

જો આ વિદ્વાન પ્રોફેસર પોતાના અમુલ્ય સમયનો થોડો ભોગ આપીને જ્ઞાતિઓના ઇતિહાસનો થોડોક અભ્યાસ કરે તો પાવાનો ચંદા, જેને તે હલકી જ્ઞાતિનો માણસ વર્ણવે છે તે, તથા તેના અતિથિ ભગવાન્ બુદ્ધ જેને તે પ્રોફેસર અચકાયા વિના ઉચ્ચ જ્ઞાતિના ગણશેજ. તે બન્ને એકજ મૂળમાંથી ઉત્પન્ન થએલા હતા અને તેઓના સામાન્ય પૂર્વજ ભગવાન વિશ્વકર્મા હતા. કે જે ભગવાન્, ચંદા જે જ્ઞાતિના આભૂષણરૂપે તે કાળમાં ગણાતો હતો તે વિશ્વકર્મા જ્ઞાતિના દેવત્વ પામેલા ઉત્પાદક હતા.

ઘણા પ્રાચીનકાળના તે આર્ય સ્મૃતિકાર વૈવસ્વત્ મનુમાંથી ત્રણ રાજવંશો ઉત્પન્ન થયા. સૂર્ય, ચોલા, અને ચાલુકય. આ ત્રણ રાજવંશોમાં સૂર્યવંશ સર્વોત્તમ છે. અને તે વંશમાં શાકય-મુનિ ગૌતમનો જન્મ થયો હતો. પણ વૈવસ્વત મનુ કોણ હતો? તે ભગવાન્ વિશ્વકર્માનો જ્યેષ્ટ પુત્ર હતો અને પાછળથી તેને મહા સમ્મત તરીકે ચુંટી કહાડવામાં આવ્યો હતો. તેની જ્ઞાતિ અને ધંધો ચંદાની માફક ધાતુકારનોજ હતો. અને પ્રોફે-સરની આ ઉતારી પાડતી ટીકાને લીધે જે વિશ્વકર્મા જ્ઞાતિના લોકોને બેહદ દુઃખ ઉત્પન્ન થયું છે તે જ્ઞાતિનો 'સૂર્યવંશ' તો જન્મસિદ્ધ હક્કજ છે, ચંદાની જ્ઞાતિને લગતાં પુરાતન સાહિત્ય અને લોક કથાની થોડી માહીતીથી પણ ગમે તેની ખાત્રી થઈ જશે કે પાવાના કોટયાધિપતિની જ્ઞાતિ શુદ્ધ બ્રાહ્મણની હતી. અને તે જ્ઞાતિ પૃથ્વીમાં સર્વ વર્ણોથી ઉત્તમ છે. અમે એમ માનીએ છીએ કે આપણા દેશબંધુઓમાં આ હકીકતનો પ્રચાર થવાથી બીજી જ્ઞાતિઓ જે દ્વેષ અને શત્રુતાનો ભાવ આ જ્ઞાતિ તરફ રાખે છે તે ભાવો નાબુદ થશે અને કોઇ પણ રાષ્ટ્રની પ્રગતિ અને આબાદી માટે આવશ્યક એવો સંપ તેઓમાં ફેલાશે.

પ્રોફેસર હ્રાઈસડેવીસે આ અપમાન જાણી બુજીને કર્યું હતું એવા આરોપથી અમે તેમને મુક્ત ગણીએ છીએ, તેમના શબ્દો બહુ ઉંડો વિચાર કર્યા વિનાના હોવાથી ક્ષમા આપી શકાય તેવા નિર્દોષ ઉદ્‌ગાર જેવાજ હતા, તેમણે કાંઇ ખાસ ઈરાદાપૂર્વક તે શબ્દો કહ્યા ન હતા.



## પ્રકરણ ૨૧ મું.

## રાજા કાષ્ટવાહન અને હિન્દુસ્તાનના વૈદ્યોમાં શિરોમણિ ધનવંતરી એઓ વિશ્વકર્માઓ હતા.

હિન્દુસ્તાનમાં વેલ્લાલો જેમ તે દેશમાંના વિશ્વકર્માઓના વંશપરંપરાના શત્રુઓ છે તેવીજ રીતે સિલોનમાં ગોઇગામા નામનો ગોવી લોકોનો એક વિભાગ તે દેશમાંના વિશ્વકર્માઓનો કુદરતી દુશ્મન છે, હિન્દુસ્તાનના વેલ્લાલોએ વિશ્વકર્માઓની સામાજીક સ્થિતિ ઉતારી પાડવા બહુ પ્રયત્નો કર્યાં છે. સીલોનના ગોવીઓ પણ એપ્રકારનો ગુન્હો કરવાના અપરાધી છે, આ જ્ઞાતિઓ જે વિરોધ દાખવે છે તે ઘણો કડવાશ ભર્યો છે, અને તેના મૂળ ઘણા ઉંડા છે. તેઓનો શત્રુભાવ સ્પષ્ટ, અંતરના ઉંડાણમાં રહેલો તથા કદી પણ શાન્ત ન થાય એવો ઉગ્ર છે. આ બે જ્ઞાતિઓમાંજ આવો ભાવ અસ્તિત્વ ધરાવે છે એવું નથી પરંતુ દ્વિપમાંની જુદી જુદી જ્ઞાતિઓ વચ્ચે આવીજ મિત્રતા (!) ની સામાન્ય લાગણીઓ જણાઈ આવે છે, જ્ઞાતિરૂપી વિનાશકારક સંસ્થાને લીધે ઉત્પન્ન થએલું આ સ્પષ્ટ પરિણામ છે, અને તેને લીધે સ્નેહબંધનો નિબંધ પડી જાય છે અને સામાજીક નાશ પામે છે. કોઈ પણ રાષ્ટ્રની પ્રગતિ અને કલ્યાણ માટે સંપ વિના ચાલી શકેજ નહિ. સિંહાલીઝ લોકોના હૃદયમાં રહેલી ભાતૃભાવની લાગણીઓના મૂળને ચુસી લઈ સુકવી નાંખનાર આ ઘોર દુષણને નાબુદ કરવા માટે કેળવણી અને માત્ર કેળવણીજ એકલો ઉપાય છે.

પ્રાચીનકાળમાં વિશ્વકર્માઓ પૈકી એકલો ચંદાજ ઉચ્ચ પદને પામ્યો હતો એમ નથી. ચંદા કરતાં એ વધારે ઉન્નત પદ પામેલો બીજો એક જણ હતો, અમે રાજા કાષ્ટવાહન વિષે કહેવા માંગીએ છીએ, રાજા (બાધીરાજ) બોધીરાજનું શહેર

'કોકોનાડા' બાંધનાર કારીગર તે આજ હતો. અને પાછળથી તે રાજાના જુલમથી આ **સુથાર** (કાષ્ટવાહન) ને તે નગરનો ત્યાગ કરવો પડયો હતો, તે પછી તે હિમાલય જઇ વસ્યો અને ત્યાં રાજા કાષ્ટવાહનના નામથી તેણે રાજ્ય કર્યું, (ધર્મ પદાર્થ કથા નેશનલ રીવ્યુમાં પ્રીહીસ્ટોરીક સીલોન.)

વળી બીજો એક વિશ્વવિખ્યાત થએલો ઉચ્ચ પદવાળો વિશ્વકર્મા હતો. વિક્રમ રાજાના પ્રધાનોમાં તે સૌ કરતાં અગ્રસ્થાન ભોગવતો હતો, વૈદ્યોના રાજા ધનવંતરી વિષે અમે આમ કહીએ છીએ. ત્વષ્ટાના શિષ્ય સોદન્વગણમનો એ વંશજ હતો. ત્વષ્ટા જેને હિન્દુસ્તાનના તામિલ લોકો મશ્કરીમાં તત્તર કહીને સંબોધે છે તે પોતે ઇરાની લોકોનો ઝોરોસ્ટર અથવા જરથુશ્ટ્ર (જરથોસ્ત) જ હતો. સોન્દવગણમ્ અને ઋભુગણમ્ના વંશજો સિંધુ, કેરલ, કનાડ (કર્ણાટ) અને પાલિકમાં રહેતા હતા. આગળ આપેલી હકીકત ઉપરથી એવો નિર્ણય થઈ શકે છે પારસીઓનો ધર્મગુરૂ-પેગમ્બર અને ઝંદ અવસ્તાનો કર્તા જરથુષ્ટ્ર તે વિશ્વકર્મા જાતિના પાંચ આદ્ય પુરૂષોમાંનો એક ખુદ ત્વષ્ટાજ હતો.*

---

* ત્વષ્ટા અગર ત્વષ્ટ્ર જેને હિંદુસ્તાનના તામીલો તત્તર કહેછે તે આચાર્ય બ્રાહ્મણ હતો તે જરત ત્વષ્ટ્ર એમ પણ કહેવાતો અને ઇરાનીઓના ઝંદઅવસ્તાના કર્તાનું નામ જરથુષ્ટ્ર તે આ નામનું અપભ્રંશ થએલું રૂપ છે એનો પુત્ર વિશ્વરૂપ દેવતાઓનો પુરોહિત હતો તે ત્વષ્ટા અને તેમનો શિષ્ય ઋભુ એઓજ દેવતાઓ સાથે બેસવાના અને સોમપાન કરવાના અધિકારી હતા. વિશ્વરૂપનું ઇન્દ્રે અપમાન કર્યું હતું અને દેવતાઓએ તેની શિક્ષા બદલ ઇન્દ્રને સોમપાન માંથી બાતલ કર્યો હતો તેણે વિશ્વરૂપ પાસે સંપૂર્ણ માફી માગી ત્યારે તેને આ અધિકાર પાછો આપવામાં આવ્યો હતો પરંતુ ક્ષત્રિયો જેઓ તેના (ઇન્દ્રના) અધિકાર નીચે હતા તેઓએ તો સોમપાનનો હકહંમેશને માટે ગુમાવ્યો.

આગલા પૃષ્ટોમાં સાબીત કરવામાં આવ્યું છે કે વિશ્વકર્મા શુદ્ધ બ્રાહ્મણ જાતિમાં ઉત્પન્ન થએલા છે જાતક કથામાં નોંધેલો નીચેનો દાખલો એ હકીકતને ટેકો આપે છે.

'બ્રહ્મદત્ત રાજાના સમયમાં શહેરની હદ બહાર એક સુથાર લોકોનું ગામ હતું તે ગામનો એક બ્રાહ્મણસુથાર ગાડા બનાવતો અને તે રીતે પોતાનું ગુજરાન ચલાવતો' આમાં 'બ્રાહ્મણ સુથાર' નો અર્થ 'પોતાની આજીવિકા માટે સુથારનો ધંધો કરનાર બ્રાહ્મણ' એવો થતો નથી. આસપાસનો સંબંધ જોતા આ અર્થ બંધએસતોજ નથી. આ શબ્દનો અર્થ '**વંશ પરંપરાથી ઉતરી આવેલો સુથારનો ધંધો કરનાર બ્રાહ્મણ**' એવો થાય છે. બુદ્ધ ધર્મગુરૂ નાગસેન અને ગ્રીક રાજા મીનેન્ડર-મીલીન્દ—ની વચ્ચે થએલા પ્રખ્યાત વિવાદમાં એવાજ એક દાખલાનું વર્ણન કરેલું છે; જેમાં કોનવૃક્ષને કાપવા માટે આવેલા ભારદ્વાજનો બ્રાહ્મણ સુથાર તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે.



---

આરીઆનાના અર્યોમાં એક વાર પક્ષભેદ થયો તેઓમાંના માઝદયસ્તાનનીઓ ચુસ્ત જુના વિચારના હતા. તેઓના નેતા જરથુષ્ટ્ર અગર ત્વષ્ટા હતો પાછળથી તેનું નામ અહુરમઝદ પડયું જેનો અર્થ અસુર એટલે દેવ અને મેધિષ્ઠ એટલે સૌથી બુદ્ધિશાળી એ ઉપરથી દેવોનો રાજા અગર દેવસત્તમ એવો થાય છે. આ ત્વષ્ટ્ર, ત્વષ્ટા અગર જરથુષ્ટ્ર એ વિશ્વકર્માઓના આદિ-પુરૂષોમાંનો એક હતો.

## પ્રકરણ ૨૨ મું.

## રાજ્યાભિષેક સમયે મુગટ ધરાવવાનો વિશ્વકર્માઓનો ખાસ અધિકાર.

પવિત્ર બોધિવૃક્ષની પૂજનિય શાખા સાથે, **કુમારી સંઘમિત્રાના** સાથમાં જે આઠ **વિશ્વકર્મા રાદલ** એટલે અમીરો સીલોન આવ્યા હતા તેમની તરફ **દેવનામ્ પિચતિસ્સ** રાજાએ ખાસ મહેરબાનીની ભરેલું વર્તન દાખવ્યું હતું. **શ્રી સંગાબો** રાજાને મુગટ પહેરાવનાર પંડિત **વિશ્વકુલ શેખર** આ રાદલો-માંના એકનો વંશજ હતો. આ ઉચ્ચકુળોની આગળ પડી આવતી ખાસીયત એ હતી કે પ્રતિલોમ લગ્નો કરીને પ્રજોત્પત્તિ કરવી એ તેમને પસંદ ન્હોતું તેઓનો એક જુદોજ સમૂહ હતો, અને તેઓ બીજા વર્ગો જોડે ભળવાનું સ્વીકારતાં નહિ. આ સામાજિક ખાસીયત સીલોનના વિશ્વકર્માઓના ઉંચા કૂળમાં ઘણી સ્પષ્ટ રીતે હજીપણ દૃષ્ટિગોચર થાય છે.

જ્યારે મહાલુ પરાક્રમ બાહુ રાજાને મુગટ પહેરવો હતો ત્યારે આ આઠ તરચ્ચ રાદલોનો વંશ લગભગ નાશ પામ્યો હતો, અને તેમના વંશપરંપરાના સંતાનોમાં માત્ર સાત વરસની વયની એક બાળાજ હયાત હતી તેને રાજાના મહેલમાં ઉછેરવામાં આવી, અને સમય વીતતાં તે રાજાની પત્ની બની, અને તેણે એક રાજકુમારને જન્મ આપ્યો. આ રાજકુમારનું નામ **અબોપંડિત** પાડવામાં આવ્યુ હતું. તેણેજ પાછળથી પોતાના પિતા રાજાને રાજમુગટ ધરાવ્યો હતો. પછીના ઈતિહાસમાં તે **પંડિત નિલેમને** નામે ઓળખાય છે.

સીલોનનો વિદ્વાન રાજા, મહાન્ પરાક્રમ બાહુને **પંડિત રાજશેખરે** મુકુટ ધરાવ્યો હતો, આ પંડિત રાજશેખર ઉપર

કહેલા પંડિત નિલેમનો સિધો ઉતરી આવેલો વંશજ હતો. તેની સેવાના બદલા તરીકે રાજાએ તેને આઠ ગામ ઇનામમાં આપ્યાં હતાં. **પંડિત પરાક્રમ બાહુએ** પોતાને મુગટ ધરાવનાર આચાર્યને પોતાનું નામ આપ્યું હતું અને તેને '**પરાક્રમ આચાર્ય**' કહીને બોલાવ્યો હતો. **પેરાદેનીઆમાં રાજ કરનાર રાજા વિક્રમબાહુને કોદ્દાના ચાર વિશ્વકર્મા પંડિતોએ મુકુટ ધરાવ્યો હતો.** અને રાજ્યરોહણ પછી રાજાએ આ ચારેને એકકેક ગામ ભેટમાં આપ્યું હતું.



# પ્રકરણ ૨૩ મું.

## પવિત્રદાંતનો સ્થાન પરિત્યાગ.

—:o:—

**સી**લોનનો લડાયક રાજા રાજસિંહ પ્હેલો સિતાવાડમાં રાજ કરતો હતો. દરેક દેશભકત સિંહાલીઝનું હૃદય તેના પરાક્રમોને લીધે અભિમાનથી ઉછળી રહેછે તેજ પ્રમાણે તેના ક્રુર કામોને લીધે દરેકજણનું હૃદય ભયભીત થઇ કંપી ઉઠેછે શિવધર્મનો તેણે કરેલો સ્વીકાર બુદ્ધ યતિઓ તરફ એક ધાર્મીક વિગ્રતની શરૂઆતનું ચિન્હ હતું. એક શિકારી કુતરાની ક્રુરતાથી જ્યાં જ્યાં તે મળી આવ્યાં ત્યાંત્યાં તેણે તેમનો વીણી વીણીને શિકારજ કર્યો. 'પ્રશાંત' એવુ ઉપનામ ધારણ કરનાર **સોમથીરો** તેના પહેલા બલિદાનોમાંનો એક હતો ઇતિહાસ એમ કહેછે કે આ પવિત્ર માણસોના વધથી દેવતાઓ કોપ્યા અને તેમણે દેશમાં દુષ્કાળ ફેલાયો. એમ કહેવામાં આવેછે કે ભગવાન બુદ્ધના પવિત્ર અવિશેષ રૂપ ગણાતો તેમનો દાંત પણ કોધાયમાન થયો, અને પોતાના સુવર્ણ ઘટિત સ્થાનનો ત્યાગ કરીને કાન્ડીમાં મુલ્ગામપોલામાં એક સપ્પુ નામના પુષ્પમાં વાસકરીને તેણે પોતાનો ગુસ્સો પ્રગટ કર્યો આ પવિત્ર વસ્તુની આસપાસનું તેજ વર્તુલ જોઇને રાજાના સૈનિકોએ રાજાને આ બાબતની બાતમી આપી છ દિવસ સુધી રાજા અને તેમના દરબારીઓએ પ્રાર્થનાઓ કરી ને આ પવિત્ર દંતાવશેષ ને પોતાનુ પર્ણમય સ્થાન છોડવાની અરજ કરી, પણ તેમના પ્રયાસો નિષ્ફળ ગયા તે પછી એવી સુચના થઇ કે જયોતિષિઓની સલાહ લેવી જોઇએ જયોતિષશાસ્ત્રના વિદ્વાનો એ એવો મત દર્શાવ્યો કે વિજયની સાથે સીલોનમાં આવેલા પાંચ વિશ્વકુળના પંડિતો અગરતો બોધિવૃક્ષના સાથે કુમારી સંઘમિત્રાના સંગમાં આવેલા આઠ તરચ્ચ શહલો એ એ પૈકી હરકોઇનો જે સિદ્ધાઉતરી આવેલો વંશજ હશે તેજ

માત્ર આ દંતાવશેષને ખરીદી શકશે આવા કોઈ મનુષ્યને આગળ આવવાનું આમંત્રણ કરતું એક જાહેરનામું બહાર પાડવામાં આવ્યું બીજા સમુદ્રનો વંશજ હોવાનો દાવો કરનાર એક પરાક્રમબાહુ પંડિત નામનો માણસ બહાર પડયો તેણે શુદ્ધ સુવર્ણનું કમળ પુષ્પ બનાવ્યું અને સરઘસ કાઢીને તે પવિત્ર અવશેષ પાસે ગયો અને આ પ્રકારની સત્યક્રિયા કરી કે ' જો હું **તે પ્રખ્યાત વંશનો ખરો વંશજ હોઉં તો આ પવિત્ર દાંત સુવર્ણ પુષ્પમાં આવી વિરાજે'** ઇતીહાસ એમ કહેછે કે પંડીત આ શબ્દો માત્ર બોલ્યોજ હતો, એટલામાંતો બધાના આશ્ચર્ય વચ્ચે તે પવિત્ર દંતાવશેષ સુવર્ણ પુષ્પપર આવીને ઉપસ્થિત થયો રાજાએ પછી તે પવિત્ર ઉપાસ્ય વસ્તુને તેના પાત્રમાં મૂકી અને પંડિતને પોતાના ઉપાસ્યમાં પોતાના સાથે બેસાડીને સરઘસના રૂપમાં પોતાના પ્રધાનો સાથે માલિગવા મુકામે ગયો અને ત્યાં તે પવિત્ર દંતાવશેષની પ્રતિષ્ટા કરી તે પછી રાજા તેં પંડિતને રાજમહેલમાં લઈ ગયો અને તે આવી ઉચ્ચ જ્ઞાતિના પુરૂષને ઘટે તેવા આદરપુર્વક તેને સન્માન આપ્યું તે દિવસથી પરાક્રમબાહુ પંડીત પાલાગમ પંડીત નિલેમને નામે પ્રસિદ્ધ થયો. (**વિજયનીતીયા**)



## પ્રકરણ ૨૪ મું.

### વિશ્વકર્મા જ્ઞાતિ, એક ઘણી ઉચ્ચ જ્ઞાતિ છે.

**અશોક**ના પુત્ર મિહિન્દુ (મહિન્દ) ની મૂર્તિ માત્ર વિશ્વકર્માઓજ ઉચકે એવો રાજા અકબરનો હુકમ હતો. રાજા તરફથી તેમના તરફ બતાવવામાં આવતા સન્માનની આ એક નીશાની હતી. મહાવંશમાં વપરાયેલો શબ્દ '**તરચ્ચ**' છે. એ વિશ્વકર્મા જ્ઞાતિનું નામ છે. કેટલાક ઉંધી ખોપરીના ભાષાંતરકારો ઈર્ષ્યાથી પ્રેરાઇને આપણને એમ મનાવવા માંગે છે કે 'તરચ્ચ' શબ્દ એક ભૂલ છે. અને લહિઆઓના ઉતારતાં થયેલો ગોટાળો છે, અને 'તન્ચ્ચ' શબ્દ ખરો છે. આ નવો સૂચવેલો શબ્દ હસ્તલેખોમાં ઘણી વધારે વાર આવે છે એવા કાંઈ કારણથી તે સુધારો નથી સૂચવાયો, પણ **'તરચ્ચ' શબ્દ શા માટે વાપર્યો છે તેનું કારણ સમજવાની ભાષાન્તરકારની અશક્તિને લીધે સૂચવવામાં આવ્યો છે.** 'એકલા તરચ્ચજ મૂર્તિ ખસેડી શકે અને બીજા કેમ નહિ?' એવો સવાલ આ વિદ્વાન (!) માણસ પૂછે છે. આ વિદ્વાન (!) ભાષાન્તર કારને રાજાની આ આજ્ઞા કેમ થઇ તે તો ખબર નથી, છતાં આવો ફેરફાર કરવાનું કંઇ પણ કારણ ન હોવા છતાં, તે આવો પાઠાંતર કરવાનું સૂચવે છે. આ અભિપ્રાય બાજુએ મૂકીએ તોપણ બીજી એક બાબત એવી છે કે જેથી આ સૂચવાતો પાઠાંતર અશક્યજ છે, અને તે મુદ્દો એ છે કે '**તન્ચ્ચ**' શબ્દ મૂકવાથી આખા વાક્યમાં વ્યાકરણનો ભંગ થાય છે જ્યારે જે શબ્દ વપરાયો છે ને એટલે **તરચ્ચ** શબ્દ કાયમ રાખવાથી આ જાતનો કોઇપણ દોષ નડતો નથી.

અને ૧૭૯૮માં કાન્ડિના છેલ્લા દુર્ભાગી રાજા **શ્રી વિક્રમરાજસિંહના** કાળમાં વિશ્વકર્મા જ્ઞાતિનો એક પ્રખ્યાત પુરૂષ નામે

**ઉજ્જુવલગ્રામભોજક** રાજ્યના એક મહાન્ મંત્રીની પદવી ધરાવતો હતો. જુદીજુદી જ્ઞાતિના શેલાઓ, ધ્વજાઓ, જગલત ટોપીને નામે ઓળખાતી ખુણુવાળી ટોપીઓ અને ઉંચી અને નીચી જમીનના એકસોને વીસ અમુનામ રાજાએ તેને આપ્યા હતા. **નીલવલ ગ્રામભોજક** નામનો એજ જ્ઞાતિનો બીજો પ્રખ્યાત માણુસ હતો. કાન્ડીનો છેલ્લો ભાગ્યહિનરાજા તેના તરફ ઘણું માન ધરાવતો તેજ રાજ્યમાં **દેવેન્દ્રમુલાઆરી** નામનો બીજો પણ પ્રખ્યાત વિશ્વકર્મા હતો. રાજાના દરબારના એક ગોવી જ્ઞાતિના અમલદારે આ આચાર્ય તરફ અપમાન ભરેલો શબ્દ વાપર્યો હતો અને તેથી આ ગુન્હેગાર અમલદારની જીભ કાપી નાંખવાની સજા ફરમાવવામાં આવી હતી. આ સખત સજા ફરમાવવામાં રાજા **મનુના** પુરાતન કાયદાનેજ અનુસર્યો હતો, જે કાયદામાં કહ્યું છે કે બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્યને ગાળ દેવા માટે ગુનેહગાર ઠરેલા શુદ્રને આવી કડક સજા કરવી. રાજાનો હુકમ ફેરફાર કરેલા રૂપમાંજ અમલમાં મુકાયો હતો, અને ગુનેહગારની જીભની માત્ર ટોચજ કાપી નાંખવામાં આવી હતી. આ કમનસીબ માણુસ તે દુર્ભાગી આપખુદ રાજાના દેહાન્ત પછી ઘણા વર્ષ સુધી જીવ્યો, અને પોતાના મરણ સુધી અણી વિનાની જીભને લીધે દુઃખી થયો હતો. વિશ્વકર્મા જ્ઞાતિ, જેને અજ્ઞાન લોકો ઉતારી પાડવા મથે છે, પણ તે ઘણી ઉંચી કોમ છે, અને બીજી કોમો તરફથી દર્શાવતા ધિક્કાર અને ઉપહાસને બીલકુલ પાત્ર નથી એવો મુદ્દો પ્રતિપાદન કરવાને આ તમામ દાખલા ખપ કરતાંયે વધારે છે એમ અમે માનીએ છીએ.

**જ્ઞાતિ સંસ્થારૂપી રાષ્ટ્રિય દોષથી ઉપજતાં અમાપ નુકસાનો તરફ આપણાં દેશબંધુઓના દૃષ્ટિ દોરાવાને કોણ જાણે હજી કેટલોએ વધુ સમય જશે તે કહેવું અમારે માટે અશક્ય છે.**

---

## પ્રકરણ ૨૫ મું.

## સુધારક સંસ્થા.

પોતાના હૃદયમાં દેશનું હિત સર્વથી અગ્રસ્થાન ભોગવે છે એવો ડોળ ધારણ કરનારા અમારા કેટલાંક દેશબંધુઓએ હાલમાં ચલાવેલી અવળી ચળવળને લીધે અમને ઘણો ખેદ ઉત્પન્ન થાય છે. દેશમાંથી સંપ નિર્મૂળ કરનાર અને વર્ગ વર્ગ વચ્ચે વિરોધ ઉત્પન્ન કરનાર આ રાષ્ટ્રિય આપત્તિનો ઉચ્છેદ કરવાના પ્રયાસો કરવાને બદલે સુધારક સંસ્થાએ માણસના પહેરવેશ સામે પોકાર ઉઠાવીને પોતાના કાર્યનો પ્રારંભ કર્યો છે, અમને તો આ બાબત બીલકુલ ક્ષુદ્રત્રક-નિરૂપયોગી લાગે છે. માણસનો પોષાક તો તદ્દન નિરાળીજ બાબત છે. કોઈ પણ માણસની રાષ્ટ્રિયતા જુદો અને વધારે સભ્ય પોષાક ધારણ કરવાથી કોઈ પણ પ્રકારે બદલાઈ જતી નથી. યુરોપીઅન પોષાક હાલમાં દેશમાંના બીજા તમામ પોષાકોને નિર્મૂલ કરી રહ્યા છે. તે પોષાક પહેરનાર માણસના મનમાં અત્યંત આદરણીય એવો સ્વાતંત્ર્યનો જુસ્સો પ્રગટ થાય છે તો શું આ સુધારકો એમ કહેવા માંગે છે કે આ યુરોપીયન પોષાક તજી દેવાથી અને ફરી પાછો સેરોંગના જેવો જંગલી અને સારીઆ જેવો વિધર્મી (ખ્રીસ્તી નહિ તે) લોકોનો પોષાક ધારણ કરવાથી આપણા સઘળાં રાષ્ટ્રય દુઃખોનું નિવારણ કરે એવી ‘યુરોપીઆ’ ઉત્પન્ન થઇ જશે ? કેવું હાસ્યજનક સ્વપ્ન ! કાન્ડી પરગણાના ગૃહસ્થોનો જુનો પોષાક લો. શું આપણા સુધારકો રાષ્ટ્રિય પોષાક તરીકે આપણને એ પોષાક પહેરવાની ભલામણ કરવા ધારે છે ? આ પોષાક કરતાં વધારે વિચિત્ર અને અર્થહીન (ઢંગ વિનાનો) બીજો કોઈ પણ મનુષ્ય પોષાક છે. એનો બહારનો દેખાવ જોતાં એક વિદૂષકના ચિત્ર-વિચિત્ર પહેરવેશને હાસ્યજનક રીતે મળતો આવે એવો આ પોષાક નથી ?

મનુષ્ય જાતિની બાલ્યાવસ્થામાં (એટલે કે માનવસમાજના પ્રારંભકાળમાં) પોષાક કરતાં આભૂષણ પ્રથમ વપરાશમાં દાખલ થયાં. અમને તો કાન્ડીના લોકોનો પોષાક મનુષ્યોની આ પુરાણી જંગલી ટેવના અવશેષ રૂપ લાગે છે. તદ્દન ગાંડપણથી ભરેલા એ અલંકારના મોહથી અલંકૃત થએલી તે મૂલથીજ અસ્તવ્યસ્ત સ્વરૂપે રહેલી (એ લોકોની) કલ્પનાનુંજ આ સ્પષ્ટ પરિણામ છે, મનુ કહે છે કે મનુષ્યનો **નાભીની** નીચેનો ભાગ અપવિત્ર છે. આ આર્યઋષિઓએ કરેલા કડક નિર્ણયમાંથી એક અકથ્ય અવયવને ઉગારી લેવા (એટલે કે તે ગુપ્ત અવયવને અપવાદરૂપ ગણવા) માટે આખી સેમેટિક જાતિ અને તેઓના અધ્યક્ષ અબ્રહામના સખત પોકારો છતાં અમે મનુના આ મત સાથે મળતાં થઇએ છીએ. નગ્નતા—અને ખાસ કરીને મનુષ્ય દેહના નીચલા અવયવોની નગ્નતા ઢાંકવા માટે પોષાક એક સગવડ ભરેલું ઢાંકણુ છે. આ બન્ને ફરજ જે પોષાક નથી બનાવતો તેને જરા પણ અચકાયા વિના રદ–બાતલ કરવો જોઇએ. કાન્ડીના લોકોનો પોષાક બન્નેમાંથી એક પણ કાર્ય કરતો નથી તેનાથી પહેરનાર માણસને અગવડ થાય છે, અને પહેરનારના શરીરના અસભ્ય (ગુપ્ત) અવયવોની નગ્નતા પુરેપુરી ઢંકાતી નથી. વળી આવા પહેરવેશને લીધે દેશના લોકોમાં જ્ઞાતિના હાનિકારક ભેદો જીવતા રહે છે. આ ભેદ રાષ્ટ્રિય પ્રગતિનો નાશ કરે છે અને તે ભેદોનો નાશ કરવા માટે દેશના આગળ વધેલા પુત્રો ભગીરથ પ્રયાસ આદરી રહ્યા છે. આવો બાલીશ પોશાક જે દુષ્ટ અને ઉત્પાતકારક પુરૂષના પૂર્વજોએ સીલોનમાં દાખલ કર્યો છે તે પુરૂષના રાજ્ય ભ્રષ્ટ થવાની સાથે તે પોષાકને સદંતર રદ–બાતલકરી તિલાંજલિ આપી દેવી જોઈતી હતી.

કાન્ડીના પરગણામાં વસતી ગોવીજ્ઞાતિના મુખીઓ એક પડુવા જ્ઞાતિના માણસને કાન્ડી નિવાસી ગૃહસ્થ જેવો પોષાક શાન્તિ પૂર્વક ધારણ કરવા દેશે? આ સવાલજ નિરર્થક અને અણછાજતો છે.

**છેક અનાદિ કાળથી વિશ્વકર્માં જ્ઞાતિના લોકોને તેઓને ફાવે તે પોષાક પહેરવામાં કોઈપણ જાતના અંતરાયો નડતા નહિં.** કાન્ડીના પ્રખ્યાત વિશ્વકર્માઓ તે મુલકના અગ્રેસરો જે પોષાક હાલમાં ધારણ કરે છે તેવો પોષાક ધારણ કરતા **ઉદુવલ ગ્રામભોજક, નીલવલ ગ્રામભોજક** અને **પુત્તાલમના દિસ્સાવા સિત્તાર મોહોત્તલ,** એ લોકોના દાખલા જુઓ. કાન્ડીની ગોવી જ્ઞાતિના અગ્રેસરો, જેઓને આ પોષાક પહેરવાનો બીલકુલ અધિકાર નથી તેઓએ થોડા વખતથી આ પોષાક પોતાની કુલ મુખ્ત્યારીનોજ છે એવો દાવો કરવાનું વલણ બતાવ્યું છે. કદાચ એમ માનીએ કે તેમને આ પોષાક પહેરવાનો હક્ક છે તોપણ અમે અમારા દેશબંધુઓને આ પોષાકને રાષ્ટ્રિય પહેરવેશ તરીકે સ્વીકારવાની સલાહ આપીએ એવો એ પોષાક નથી. પોષાક કેવો હોવો જોઇએ તે બાબત જેઓના વિચારો ઢંગ ધડા વિનાના હોય છે તેવા લોકોજ સ્વીકારે એવો જરીપુરાણો તે પહેરવેશ છે. એ પોષાક મનુષ્યની દેહની નગ્નતા ઢાંકવા માટે પુરતો નહિ હોવાથી તથા વિચિત્ર, અગવડ ભર્યો અને અડચણ કર્તા હેવાને લીધે તે પોષાકને બાતલ કરવોજ જોઇએ.

હાલના જમાનામાં તો માન ઉપજાવે તેવો એકજ પોષાક છે અને તે સીલોનના રાજકર્તાઓનો છે, તે પોષાક કોઇપણ માણસ કોઇપણ જાતના અટકાવ શિવાય ધારણ કરી શકે તેવો છે તે જ્ઞાતિ ભેદને દાબીદેછે અને પહેરનાર માણસની ગમે તે જ્ઞાતિહોય છતાં તેની તરફ સન્માન ઉપજાવે છે. તેથી માનવ સમાજના બાલ્ય કાલના સમયના પેલા ચિત્ર વિચિત્ર હાસ્ય જનક પોષાકને છોડી દઈને મરદાઈ ભરેલા પોષાકને આપણે ધારણ કરીએ. (એજ ઇચ્છવા યોગ્ય છે.)



## પ્રકરણ ૨૬ મું.



## વિશ્વકર્માઓનો ઉન્નત ધંધો.



આગલા પાનાંમાં આપણે વર્ણવેલા બનાવોથી એવો પૂરતો પુરાવો મળે છે કે જેથી **વિશ્વકર્મા** જ્ઞાતિના પુરૂષોનો વંશપરંપરાગત રોજગાર એક ઘણોજ માનભરેલો ધંધો છે એમ નિઃસંશય સિદ્ધ થાય છે. અને પ્રાચિનકાળના પ્રખ્યાત પુરૂષો આ ધંધાને આવો ઉચ્ચ પ્રતિનો ગણતાં એવી વાતને પણ એજ વૃત્તાંતો પુરતો ટેકો આપે છે.

એક સમય એવો પણ હતો કે જ્યારે વિશ્વકર્માઓની કળાને અપાતું માન તદ્દન ઘટી ગયું હતું. માનવજાતિના સદ્ભાગ્યે આવો હાનિકારક ખ્યાલ વીસમા સેકાના ગોવીઓના મગજમાંથી નીકળી ગયો છે. **અને વિશ્વકર્માઓની કેટલીક કારીગરીઓથી કેટલાક વેલ્લાલો ગુજરાન કરવા લાગ્યા** છે એ આ ઉન્નત ધંધાને પોતાનું અસલનું સન્માન પાછું મળવા માંડયું છે તેનું શુભચિહ્ન છે.

ભૂતકાળમાં વિશ્વકર્માઓની કળાનેજ માત્ર અથાગ માન મળતું એમ નહોતું, એક વિશ્વકર્માને પોતાને પણ ઘણોજ આદરભાવ મળતો યુધ્ધકાળમાં તો ખાસ કરીને એની અગત્ય સંપૂર્ણપણે જણાઇ આવતી. પોતાના શત્રુઓને યુધ્ધના આયુધો મળતા અટકાવવાના ઇરાદાથી પ્રાચિન ફીલીસ્ટાઇન લોકોએ જ્યુડીઆના બધા કારીગરો (સ્મીથ)ને અટકાયતમાં રાખ્યા હતા. સેમ્યુઅલ ખેદ સાથે દર્શાવે છે કે યાહુદીઓની ભૂમિમાં એક પણ કારીગર રહેવા પામ્યો ન હતો. તે પછીના જમાનામાં, જ્યારે બેબીલોનીઅન લોકોએ જેરૂસેલમ લીધું ત્યારે તે પવિત્ર શહેરમાંના બધા કારીગરોને તેઓ કેદી તરીકે પોતાને દેશ લઇ

**ગયા. આનું પરીણામ એ આવ્યું કે ઇઝરાયલાઈટ લોકોનાપર એબીલોનીયન લોકોને ઘણી સહેલાઇથી વિજય પ્રાપ્ત થયો.**

અને માત્ર યુધ્ધકાળમાં વિશ્વકર્માઓની અગત્ય માલમ પડતી એમ નહોતું. સુલેહ શાંતિના દિવસોમાં પણ તેની પૂરી કદર કરવામાં આવતી. યહુદીઓનો પ્રાજ્ઞ રાજા **સોલોમને, જેરૂસેલમેના*** મંદિર બાંધવાના કામમાં દરેક જાતના કારીગરોને રોકયા હતા. આ બધા કારીગરોમાં ટાયરના રાજા **હીરામ**ના કરતાં વધારે પ્રવિણ બીજો કોઇ હતો નહિ. તે **અદભુત કૌશલ** ધરાવનાર **કંસારો** હતો, અને મંદિરોની દિવાલોને અલંકૃત કરવા માટે તેણે ત્રાંબામાંથી બનાવેલા કમળ પુષ્પો એવી સુદર કારીગરીથીઘડેલા હતા, કે નરી આંખે જોતાં તો તેમાં એક કુદરતી પુષ્પનું બધું સૌંદર્ય માલમ પડી આવતું **હીરામ**ના કાર્યથી સોલોમન એટલો તો પ્રસન્ન થયો હતો કે તેણે પોતાના કારીગરોને આપેલી જાફતમાં ટાયરના આ **કંસારાને** અગ્રપદ આપ્યુ હતું, **અને આ સન્માન તેની રાજા તરીકેની પદવી કરતાં કારીગર તરીકેના તેના અપ્રતિમ કૌશલને વધારે આભારી** હતું.

સેકસન લોકોના સમયમાં કારીગરને ઘણું ઉંચું સ્થાન અપાતું. તેને વૈદ્યના કરતાં પણ આગળ મૂકવામાં આવતો. **વેલ્સના રાજાના મહેલમાં તે રાજા અને રાણીની સાથે એકજ ટેબલ ઉપર રાજકુટુંબના પુરોહિતથી. બીજે સ્થાને બેસતો.** ( પબ્લીક ઓપીનીઅન ) રાજકુટુંબોમાં પણ જે સન્માન કારીગરને મળતું તેનો આ મજબુત પુરાવો **છે.**

કારીગરનો ધંધોજ માત્ર એવો છે કે જે કોઇ પણ પ્રકારના પાપથી સંપૂર્ણ રીતે મુકત છે. એ ધંધાનેજ અનુસરવામાં કોઈ પણ પ્રકારની પ્રાણહાની થતી નથી. આ કારણને અંગે

---

* જેરૂસલમનો સ્થાપનાર પાલસ નામનો આર્યન હતો,

મહાન્ બુદ્ધે **આ ધંધાને 'અઝારીઅ શિલ્પન્' એટલે અગ્રગણ્ય કળાનું નામ આપ્યું છે.** પરંતુ એક સદી કરતાં વધારે સમય સુધી સીલોનના ગોવીઓ આ ધંધાને તદ્દન જુદાજ ભાવથી જોતા. તેમના મત પ્રમાણે તે એક હલકો ધંધો હતો. હથોડો હલાવવો. અને કાનસ વાપરવી એ મૂર્તિમન આભડ છેટજ છે, એમ તેઓ ગણતા એક પહેરવું (ચડાવવું), અને ભગવી ધારણ કરવી ( હાથમાં ઝાલવી ), કાદવમાં લોટવું, અને જમીનને ખેડવું—આને તેઓ તદ્દન પ્રતિષ્ઠિત કાર્ય ગણતા. ગોવી લોકના મતમાં જે ફેરફાર થયો છે તે અદ્‌ભુત છે. સૈકા ઉપરાંતથી નીચ ગણાતો ધંધો હવે માનભરેલો ગણાવા લાગ્યો છે. આ મનાંતર ઘણો ધીમો થયો છે. પણ તે છેવટ થયો તો છેજ. અને તે થયો છે તેમાં સોલોનનું સદ્‌ભાગ્યજ છે. હવે ગોવીલોકોમાં લુહાર, સુતાર. અને સોનીઓ છે, તેઓ આ ધંધાઓને સંભવિત ધંધાઓ તરીકે અનુસરે છે તેની સ્વભાવજન્ય ગંદકી માટે ખેતીની અવગણના કરવામાં આવે છે. યુરોપીઅન સંસ્કારથી સંસ્કૃત થયેલો કોઈ ગોવી યુવાન પોતાની જ્ઞાતિના વંશપરંપરાગત ધંધાની જરાએ પરવા કરતો નથી. તેણે વિશ્વકર્માનો ધધો સ્વીકાર્યો છે. મતમા કેટલું બધું પરિવર્તન થઈ ગયું છે? પણ આજ કારીગરીઓ જેઓની વંશપરંપરાગત ધર્મ છે એ જ્ઞાતિને તો હજુએ આ વિચારહીન પુરૂષો હલકીજ ગણે છે. બીજો એકાદ દશકો પૂરો થાય તે પ્હેલાં આ ભ્રમણા નાશ પામશે એવી અમને આશા છે, અને જે ઉચ્ચ જ્ઞાતિમાં વિશ્વકર્માઓ જન્મેલા છે તે જ્ઞાતિને યોગ્યમાન મળશે.



## પ્રકરણ ૨૭ મું.

## રાજ્ય તરફથી વિશ્વકર્માઓને અપાયેલું સન્માન

અમે ધારીએ છીએ કે, વંશપરંપરાથી ઉતરી આવેલા કારીગરો જન્મથી બ્રાહ્મણ છે એવું આ પુસ્તકના આગલા પાનાઓમાં અમે જે કાંઈ વર્ણવ્યું છે તેને પરિણામે સંપૂર્ણ રીતે સાબીત થયું છે. ગમે તેમ હોય તો પણ **વિશ્વકર્મા જ્ઞાતિ ઉતરતી પંક્તિની નથી એમ સીલોનના રાજાઓએ તેની તરફ બતાવેલા વર્તન ઉપરથી જણાઈ આવે છે.** તેમના રાજકર્તાઓએ તેમને આપેલી બક્ષિસોના સ્વરૂપ, તેમને આપવામાં આવેલી પદવીઓની મહત્તા, તેમણે ભોગવેલા ઉચ્ચ વિશ્વાસ પાત્ર હોદ્દાઓ, તેમને અપાયેલા ઉચ્ચ અને દબદબા ભર્યા ઇલ્કાબો, અને તેમને ફાવે તે પોષાક કે આભૂષણ પહેરવાનું તેમને અપાયેલું સંપૂર્ણ સ્વાતંત્ર્ય, આ બધાં બનાવો વિશ્વકર્મા જ્ઞાતિ એક નીચ જ્ઞાતિ છે એવી અધમ સૂચનાઓનું સંપૂર્ણ રીતે ખંડન કરે છે, અને આમ છતાંએ, આ જ્ઞાતિને દરેક પ્રકારના આક્ષેપોથી મુક્ત કરવા માટે, અને જ્ઞાતિઓમાં સર્વોત્તમ પદપર તેને સ્થાપવાને અને તેના ગૌરવને વધારવાને આ સર્વથી એ ઉત્તમ એવી એક બીજી બાબત વર્ણવવીજ બસ થશે; અને તે એ છેકે વિશ્વકર્મા જ્ઞાતિના લોકોને નોકરો તરીકે સીલોનના રાજાઓએ ગોવી જ્ઞાતિના પુરૂષો અને સ્રીઓ આપ્યાં હતાં.

રાજ્ય તરફથી જમીનની ભેટો સીલોનમાં **નવદન્નો** જ્ઞાતિના જેટલી બીજી કોઈ જ્ઞાતિને મળી નથી. આ વસ્તુ સ્થીતિ એટલી બધી સ્પષ્ટ હતી કે કાન્ડીના પરગણામાં વિશ્વકર્માઓને એકલાનેજ ‘ ગલ્લાડા ’ એવું ઉપનામ આપવામાં આવ્યું છે. આ શબ્દ ‘ ગામલા ગ્રાદલા ’ ‘ ગામલા ગ્રાલા ’ અગર ‘ ગામલાડા ’ એ શ-

બ્દમાંથી પુરાતન સિંહાલીઝ ભાષાની ખાસ ઢબથી સંક્ષિપ્ત થઈને ઉપજેલો શબ્દ છે. આ ઉપનામનો અર્થ "રાજાની પાસેથી ઈનામમાં જમીન મેળવનાર ઈનામદાર ઉમરાવ" એવો થાય છે. અત્યારે તો એમ દેખાય છે કે ગોવી લોકોની નજરમાં આવો ઇલ્કાબ તે એ ઇલ્કાબ ધરાવનાર પુરૂષને માટે અપમાન સૂચક લેખાય છે. સીલોનની ગોવી જાતિઓની ખટપટનું આ સ્પષ્ટ જણાઈ આવતું પરિણામ છે.

વિશ્વકર્માઓને અપાયેલી સંખ્યા બંધ સન્નસો (સનદો) માંની મુખ્ય સન્નસોમાંની કેટલીક નીચે આપેલી છે. સને ૧૭૦૮ માં શ્રી વીરપરાક્રમ બાહુ નરેન્દ્રસિંહે યતિનુવારા જીલ્લામાં આવેલાં કુરૂકુટ્ટલના વતની રત્ન મુદાલી દાવુન્દ* નામના આ ભરણાચાર્યનાને કુરૂ કુટ્ટલ, એલ્મલપાટ, ગલ્યેલા, હીન્નારણ દેનિયા, સુરૂતગહમુલ્લ, લિયન્ન દેનિયા, એ નામના ક્ષેત્રો અને ત્હેના અમલના અધિકારને અંગે રહેલી બધી ઉંચાણ અને નીચાણની જમીન અને તેને લગતાં તમામ અંગુલુ અને દલુપથો આપ્યા હતા.

સને ૧૬૪૪માં રાજસિંહ બીજાએ મહાગોડના સન્દુનેડેનેમ મહાગોડની તામ્રસન્નસ આપી. આ સન્દુનેડે સને ૧૫૦૦માં કોટ્ટાના ભુવનેક બાહુ છઠ્ઠાના રાજકાલમાં હિન્દુસ્તાનથી સીલોન આવેલા એક પ્રખ્યાત વિશ્વકર્મા **દેવસિંહ મુલાચારીનો** વંશજ હતો. આ મહાન્ કારીગર (દેવ સિંહ-મુલાચારિ) તરફના માનના ચિન્હ તરિકે રાજાએ તેને આવકાર આપવા માટે વડુવવલ મુલાચારિને મોકલ્યો હતો. અને તે પ્રખ્યાત પુરૂષને રાજમહેલમાં લઇ આવવા માટે પોતાનો હાથી પણ સાથે મોકલ્યો હતો. આચાર્યે રાજાને એક દુરબીન અને કાચની ઘડી માપવાની શીશી ભેટમાં મુકી, બદલામાં રાજાએ આચાર્યને મંડલ વલ્લિના ઉપનામથી વિભૂષિત કર્યો અને તેને ચાર કોરેલ પરગણામાંના કિનિગોડામાં આવેલું મંગલ ગામ નામનું ગામડું ઈનામમાં આપ્યું, અને એનાજ વંશના કુટુંબની મંગલ ગામના

કેટલાક ગોઇગામ જાતના લોકો સેવા કરે છે અને ગામનું સ્વામિત્વ ધરાવનારા કુટુંબ તરિકે માન આપે છે.

સને ૧૭૬૩માં સીલોનના બીજા તામિલ રાજા કિર્તિશ્રી રાજસિંહે ચાર કોરેલ પરગણામાં આવેલા વડુવવલના વતની વિજય વર્ધન દેવસિંહ મુલાચારીને તામ્રસન્નાસ આપી. અને તેને પરિણામે ઉંચા અને નીચા પ્રદેશમાંના બાર અમુનામ પાંચ લાહા તેને મળ્યા.

સને ૧૭૬૩માં તેજ રાજાએ બીજી એક તામ્રસન્નસ રાજ કરૂણ **દેવ સુરેન્દ્ર મનુવિરવિક્રમ શિરિથ** તરલના અશરણ **વિચિત્ર ચિત્ર** કર્માન્ત નિર્મિત સકલ શિલ્પ તિલક નવરત્ન મુદાલી દાવુન્દ શિપ્પાચારી (શિલ્પાચાર્ય)ને આપી; અને તેને આવો ભવ્ય અને સુશોભિત ઇલ્કાબ આપ્યો. એલ્દેનિયાની બે પ્રખ્યાત સન્નસોમાંની આ એક છે. આમાં ગમ્પોલામાંના વલ્વા સગોડામાંથી સાઠ અમુનામ, ઉદુનવારામાંના એમ્બેક્કામાંથી પચાસ અમુનામ અને ચાર કોરેલમાંથી ત્રીસ અમુનામ× આટલી જમીન આપવામાં આવી હતી.

સને ૧૭૭૨ માં એજ રાજાએ રાજ કરૂણ મનુવિરવિક્રમ અશરણ નવરત્ન મુદાલી દાવુન્દ શિલ્પાચાર્યને એલ્દેનિઆની બીજી તામ્રસન્નસ આપી એક સમકાલિન કવિએ આ બનાવના સ્મારક તરીકે **'એલ્દેનિયાલાંકાર'** એ પ્રખ્યાત કાવ્ય રચ્યું છે.

સને ૧૭૮૬ માં રાજાધિરાજસિંહે શ્રી દંતધાતુ મકરધ્વજ પ્રરાક્રમ અશરણ સવુત્તારી સ્વર્ણતિલક નવરત્ન મુદાલી દાવુન્દ આભરણાચારીને બીજી એક સન્નસ આપી. આ બક્ષિસમાં ગમ્પોલા પરગણામાંના વલ્લાસગોડામાં આવેલા જમીનના એક વિસ્તૃત વિભાગનો સમાવેશ થતો.

સને ૧૭૯૦ માં આજ રાજાને હસ્તકે એલ્દેનિઆના એક બીજા **વિશ્વકર્માને** જમીનની બક્ષિસ અને નીચલું ઉપનામ મળ્યા:-

---

× 'અમુનામ' એટલે જમીનનું એક પ્રકારનું માપ, જેમ કે એકર, વીઘા વિગેરે. **પ્રકાશક.**

રાજકરૂણુ દેવસુરેન્દ્ર મનુવિરવિક્રમ શિરિથ તરલના અચરણુ કર્માન્ત નિર્મંત **સકલશિલ્પતિલક** નવરત્નમુદાલીદાવુન્દ શિલ્પાચારી. એક સશકત ચુવાન હાથી અને કોટમાલે અને કુરૂદૂલમાં કેટલીક જમીન ભેટ અપાયી હતી.

રાજા વિક્રમબાહુને પંડીત નીલેમ નામના પ્રતિષ્ઠિત વિશ્વકર્માએ મુગટ પહેરાવ્યો હતો. આ પ્રસંગે તેની માતા અને પુત્રીને રાજાએ પુન્સંદહામી અને વિજયવર્ધના એવા નામ આપી સન્માન કર્યું. અને આ સન્માન સાથે એક હાથણી, એક પડદો (ચક) ઘરમાં ઝાડુ કઢાવવાને માટે ગુલામડી, ઓપથહીતે નામથી ઓળખાતી એટલું આપવામાં આવ્યું હતું.

સને ૧૫૭૯માં રાજા **પંડિતપરાક્રમબાહુના** આમંત્રણથી એક પ્રતિષ્ઠિત આચાર્ય હિન્દુસ્તાનમાંના **કિંબલવીપુરાથી** સીલોન આવ્યો. **મુનિશ્વરમ્**ઓનું દેવાલય તેણે પુરૂ કર્યું. આ કાર્ય માટે રાજાએ તેને ‘**સુતુગલ રાજકરૂણુ આદિ વિરવર્ધન વિક્રમનંદન આચાર્ય**’ એવું ઉપનામ આપ્યું. અને વધારામાં રાજા તરફથી તેને પંચીકાલુ નામની હાથણી, ચાર પુરૂષ અને ચાર સ્ત્રી ગુલામો, કરાઉલ્લ નામનો ગ્રામદુર્ગ એટલું બક્ષીસમાં મળ્યું. આ દુર્ગનું આવું નામ મુનીશ્વરના મંદીરના પડદાઓ (જાળીઓ)નો નાશ કરનારા ત્રણ તામિલ કસ્બાના પુરૂષોને શૂળી ચડાવ્યા પછી પડ્યું હતું.

સને ૧૬૪૦માં સિંહનારાયણને એવુંજ માન મળ્યું હતું. પ્રસન્ન થયેલા રાજાએ તેને મેડા કોરેલ સક્રાગામના હીલોડા પદ્દુ પરગણામાં આવેલા કસતપિટ્ટિમાં ડાંગરની ખેતીવાળા ત્રીસ અમુનામ ભેટ આપ્યા.

હુલાંગો મુવાજો રાજપક્ષ ભાગોત્તર સિત્તાર મહોત્તાલ એ એક બીજો મહા પ્રખ્યાત વિશ્વકર્મા હતો તેના રાજાના રાજ્ય કાળનો તે ‘ એડમીરેબલ કીટન ’ હતો. અતિ અગમ્ય જાતનું વિશાળ

જ્ઞાન ધરાવનાર તે એક સમર્થ તાંત્રિક સાધક હતો. અને ઘણી વિશ્વાસ પદવીઓ તે ભોગવતો. તેના જેવા જ્ઞાનને માટે મધ્ય કાલિન ખ્રિસ્તી રાજ્યોના સમયમાં તેને અગ્નિ દેવતાના મધુર સહવાસનો લાભ જરૂર મળત ( અર્થાત્ તેનેજીવતો બાળીજમુકત ) ઋષિગામ, યોદગામ, અનવુલુ-દન, મુનીશ્વરમ્, અને પુટ્ટલમનો તે દિસ્સાવ હતો. હલુમંડપનો તે લેકમ પણ હતો, અને મુહાન્દિરમના સૈન્યમાં પણ તે પદવી ધરાવતો હતો. મતાલે જીલ્લાના હલાન્ગોમુવામાં આવેલી સન્નસકંડ નામની પ્રખ્યાત શિલા ઉપર તેને અપાયેલી સન્નસ કોતરવામાં આવી છે. તેના નિવાસ સ્થાનને હજી પણ ' **વલૌવા** ' એવા નામથી ઓળખવામાં આવે છે. નીચે જણાવેલા વૃત્તાંતમાં તેને મળેલા આ મહાન્ સન્માનના મૂળના કારણો મળી આવે છે. એક નવું શહેર વસાવવાની ઇચ્છા થવાથી રાજાએ તેને માટે યોગ્ય જગ્યા મુકરર કરવાનું આ મહોત્તાલને પુછયું. અત્યારે કાન્ડીનું શહેર જે જગ્યાએ ઉભુ છે તે જગ્યા મહોત્તાલે પસંદ કરી. બીજી કોઇ જગ્યા કરતાં આ જગ્યા પસંદ કરવાનું તેને કારણ પુછવામાં આવ્યું ને વૃદ્ધ સાહસિક પુરૂષે જવાબ દીધો કે ' એક સફેદ કાચબાની પીઠ ઉપર આ ભૂમી સ્થીર રહેલી છે. ' આ શાસ્ત્ર સંપન્ન પુરૂષના આવા પ્રગલ્ભ ઉત્તરથી રાજાની કુતુહલ વૃત્તિ ઉશ્કેરાઇ. રાજાએ તેને તે કાચબો બતાવવાનો હુકમ કર્યો અને સાથે સંજ્ઞાત્મક રીતે એવી સ્પષ્ટ સૂચના પણ કરી કે આ શોધમાં જો તે નિષ્ફળ નીવડશે તો આ પ્રાણીને બહાર કાઢવા માટે ખોદાયલો ખાડો તેની છેવટની આરામગ્રહ થશે. જરા પણ ગભરાયા વગર મોહોત્તાલ સફેદ માટીના થર સુધી ખોદવાનો નોકરોને હુકમ આપીને સુઇ ગયો. નોકરોએ એના હુકમનો અમલ કર્યો, અને સફેદ માટી નીકળતા તેઓએ મહોત્તાલને એ બાબતથી માહીતગાર કર્યો રાજાને બોલાવવા મોકલ્યું, અને તે આવ્યો ત્યારે નોકરોએ આ સફેદ જમીન ખોદવા માંડી, અને તરતજ એક સફેદ કાચબો નીકળી આવ્યો અને ત્રણ વાર

ચક્કર ચક્કર ફરીને તર્યો અને નીચે થઇ ગયો. તે જ્યોતિષિએ પછી રાજાને સંબોધીને તેની ધમકીનો અમલ કરવા અને ચાહે તે આપવા કહ્યું. બેહદ પ્રસન્ન થએલા રાજાએ ઉપર વર્ણવેલી વિશ્વાસપાત્ર પદવીઓના ઉપરાંત એક સશક્ત હાથી ભેટ આપ્યો. આ હાથીના દંતશૂળપર કોતરેલો લેખ આજના દિવસ સુધી આ વૃત્તાંતનો અબાધિત પૂરાવો પુરો પાડે છે. તેની જગ-લત ટોપી તેના વારસોના કબજામા અત્યારે પણ છે. સને ૧૫૯૬ માં રાજા રાજસિંહ બીજાએ હરિષ્યટુમાંના ઉલન્દુ પિટિઆના કમ્બુરી ગેદર મુલાચારીને આપેલો ઇલ્કાબ આ પ્રમાણે છે **"રાજ કરૂણ દેવનારાયણ બોધિપક્ષ વિચિત્ર ચિત્ર શ્રી દંતધાતુ મકરધ્વજ ભુવનેકબાહુ અભિષેક દંત-સિંહ પંડિત રત્ન મહાનામ મુલાચાર્ય."**

કોટ્ટાના રાજા ભૂવનેક બાહુએ ગોદાયલા ગમ્લદ્દાને આપેલો ઇલ્કાબ પણ આવોજ ભવ્ય અને દબદબા ભર્યો હતો. તે નીચે મુજબ હતો **"વિજયસિંહ શ્રી દંતધાતુ મકરધ્વજ ભૂવનેક બાહુ મણિ કર્મ સ્વર્ણ કર્મ તિલક પત સવુત્તારી મુદા-લીદવન્દુ નવરત્નવલ્લી આભરણાચાર્ય"**

દેબ્દે નિયાના સિતાર મુલાચારીનું ઉપનામ 'ભુવનેક બાહુ પુષ્પદેવનારાયણ અભિષેક વિચિત્ર ચિત્ર શિલ્પાચાર્ય' એવું હતું.

પાછલા સિંહાલીઝ રાજાઓના વખતમાં દેવનારાયણ આચાર્ય મોરોવાક કોરેલનો કોરાલા હતો. તે તે જીલ્લાના આખા વિસ્તારનો વહિવટ કરતો હતો. મતારા જીલ્લામાં તે એક નિન્દગમ હોવાથી તેને એક આખું ગામ મળ્યું હતું **'હનુમન્ત કોડીયા'** નામનો અદભૂત વાવટો તેના કબજામાં હતો કે જે વાવટો હનુમાને વિશ્વકર્માને ભેટ આપ્યો હતો એમ કહેવાય છે. હિન્દુપુરાણ કથાના તે ભવ્ય અને ભયાનક દેવે પ્રગટાવેલી

આગને બુઝાવવામાં પાંચ મીનીટ ઢીલ કરવા માટે આ વાવટો ભેટ મળ્યો હતો. મતારાના એન્ટોનીઓ રેબલ નામના આડીગારના કબજામાં પાછળથી આ વાવટો ગયો હતો. લગ્ન અને મરણ જેવા અગત્યના પ્રસંગોએ વિશ્વકર્માંઓ આ વાવટાને માનની નિશાની તરીકે લઈને ફેરવે છે.

સુવર્ણ પદક મેળવનાર તરીકે દેવેન્દ્ર મુલાચારી મંગલગામ બાદલ નૈડે, એલ્ડેનિયા આચાર્ય, અને બેલ્લાના મીસ્રીના નામ આપી શકાય. બેલ્લાના મીસ્રીને મળેલા સુવર્ણપદકની નીચે નાના રૂપમાં પ્રતિકૃતિ આપી છે.

બેલ્લાના મીસ્રીને મળેલો સુવર્ણ પદક,




---

* 'દાવુન્દ' એ એક ઇલ્કાબ છે. તેના ધારણ કરનારને તેના નિવાસસ્થાન પર સવારે અને સાંજે સુંદર વાદ્ય કરવા માટે મૃદંગ બજાવનારા આપવામાં આવ્યા હતા.

## પ્રકરણ ૨૮ મું.

### સિંહાલીઝ રાજયકાળમાં મળેલા ઇલ્કાબો, જવાબદાર ઓદ્ધાઓ અને રાજ્ય તરફના ઇનામો.

સિંહાલીઝ રાજ્યકાળમાં જ્ઞાતના ભેદો બહુ સ્પષ્ટ રીતે પડયા હતા, અને બહુ ચીવટથી પાળવામાં આવતા હતા. માન ભરેલા ઇલ્કાબો, અને વિશ્વાસ પાત્ર જગાઓ માત્ર ઉચ્ચ જ્ઞાતિના પુરૂષોનેજ આપવામાં આવતી. અને આજ કડક ધર્મ ચુસ્ત રાજાઓના સમયમાં વિશ્વકર્મા જ્ઞાતિના પુરૂષોને ઉપર વર્ણવેલા ભવ્ય ઇલ્કાબો, અગત્યની પદવીઓ અને તથા દાસ દાસીઓની મૂલ્યવાન બક્ષિસો મળ્યા હતા. અને આ સત્તાધારીઓ; રાજાઓ અને રાજકુમારો, આ પદવિઓ અને ઇલ્કાબો આપવામાં પુરાતન શાસ્ત્રાના * શાસનનેજ અનુસરતાં હતાં. અમે વિજયંતમાંથી થોડા શાસનો નીચે આપીએ છીએ.

" अथातः आचार्यदानं वक्ष्यामः । "

" હવે અમે આચાર્યને આપવાના દાનનું અહિંથી કહીએ છીએ. "

**पुरप्रसाद मौलिं च सर्वाभुषायुधान् तथा**
**मंगलान्सर्वभोग्यान्च कतॄणां दानमुच्यते ॥**

" શહેર, કિલ્લો, મુગટ, અલંકારો અને રક્ષણ તથા આક્રમણના સર્વ હથીઆરો, ખાવા પીવાના વાસણો એ તમામ વસ્તુઓ, જેમણે એ વસ્તુઓ બનાવી અને શુશોભિત કરી છે. તે લોકોને તેઓની ઇચ્છા મુજબ આપવું જોઈએ. "

**नगरान् च सदशान् भवनं**
**वेश्म मात्र प्रदेहकम् ॥**

* લંકા અને જાપાન વચ્ચે આવેલો બાલી ટાપુ છે. તેમા આર્ય સંતાનનું સ્વતંત્ર રાજ્ય છે ત્યાની મનુસ્મૃતિ તપાસવી જોઈએ. પ્રકાશક.

**किरिटान् चोक्तान् शिर्षम्**
**पंचांगंपंचभाण्डकम् ॥**
**एतत्सर्वभोग्यंच**
**किरिट मुत्तमं तथा ॥**
**स्रष्टनाचार्यान्तोषन्**
**सर्ववृद्धिकरंनृपम् ॥**

"રાજાને તેનું શહેર તેજ મહેલ છે તેનો મહેલ તે તેનો હાથ છે. તેનો મુગટ તે તેનું માથુ છે, અને હાથ, પગ, અને પહોંચીને શોભાવવા માટે રાજ આભુષણો હોય છે, અને આ આભુષણો તરવાર, છત્ર, મુગટ (Tiara) ચંપલ (Sandals) અને ચામર છે. આ બધા આપવા જોઈએ."

"અગત્યનામાં મુગટ બધાથી ચડે છે, અને આ મુગટ બનાવનાર આચાર્યને જે રાજા પ્રસન્ન કરે છે તેહેના પર રિદ્ધિ સિદ્ધિ પ્રસન્ન રહે છે."

**स्थपतिमाचार्यसर्वक्रियाकारस्यशिल्पिभिः**
**यत्रयत्रह्यसंतुष्टानृयदासर्वार्थनाशनम्**

"મુખ્ય આચાર્ય, આચાર્ય અને બધું કરનાર શિલ્પી, આમાંથી એક પણ અસંતોષ પામેતો રાજાના ભાગ્યમાં સર્વ-નાશજ છે."

**हस्त्यश्वरथछत्रदोला राजाधिवाहनान् ।**
**शंखकाहलवाद्यांश्च दासदासीचंदानकः ॥**

"હાથીઓ, ઘોડાઓ, રથો, છત્રો, રાજપાલખીઓ શંખવાદ્ય તથા દાસ દાસીઓનું દાન કરવું જોઈએ."

कंकणान्पादभूषांश्च स्वर्णयज्ञोपवीतकम् ।
हार कुण्डल मालाच भाल पट्टंच मुद्रिकाम् ॥

" હાથ પગને માટે આભુષણો, મોતી, કુંડલ, હાર, અને વીંટીઓ દાનમાં આપવાં જોઈએ. "

सर्व भूषणरत्न च वस्त्रादिधनधान्यपि ।
ग्रामादि क्षेत्र भूमिंच गोमहिषादि पालकः ॥

" બધા આભુષણ અને સર્વે રત્નો, સર્વ પ્રકારના વસ્ત્રો, ધન, ધાન્ય, ગામ, ખેતરો, ગાય, ભેંસ અને નોકરોનું દાન કરવું જોઈએ. "

मातृ मग्र महिषीं च मौलिमाचार्य कांस्तथा ।
पुरोहितं शिल्पमाचार्य मवद्याः पंचैतेनृपैः ॥

" રાજાની માતા, રાજાની રાણી, મુગટ બનાવનાર આચાર્ય, પુરોહિત, અને આભુષણો બનાવનાર આચાર્ય એમનો રાજાએ કદીપણ અનાદર કરવો નહિ.

मोलिमाचार्यान् कर्तुः जीवितांग धनक्षयम्
यजमानश्च कुर्तयत्र सर्वभोगायुर्नश्यति ॥

" મુગટ બનાવનાર આચાર્યના જીવન કે દેહને કે ધનને હાનિ પહોંચે, અગર તેની કિર્તિને અપમાન મળે તો, આ હાનિ અને અપમાન કરનારની સર્વ સંપત્તિ નાશ પામશે."

यद्यत् संतुषदाचार्यान् तत्तत्स्वामी फलंददेत्
ददाति नृपपक्षंच अभिवृद्धिकरं सदा ॥

" રાજા જેટલે દરજજે આચાર્યને સંતોષ આપે છે, તેટલે દરજ્જે તેની સંપત્તિ વૃદ્ધિ પામે છે."

**एतद्विश्वकृताचार्यो ब्रह्मपुत्रो भविष्यति ।**
**तत्र वेदोक्तं विद्यात् होमकुण्डाग्निकं विधिम् ॥**

"આ બધી વસ્તુઓ બનાવનાર અને વિભૂષિત કરનાર આચાર્ય બ્રહ્મનો પુત્ર છે. વેદ પ્રમાણે તે યજ્ઞ કર્મો કરે છે."

પ્રાચિન રાજાઓએ વિશ્વકર્માઓ તરફ ઉચ્ચ આદર આગળના પાનાઓમાં આપેલા વર્ણન પરથી કયો બુદ્ધિશાળી માણસ નહિ સમજી શકે? એક અપક્ષપાત અને વહેમ વગરની સમાલોચના દરેક જણને એવું સત્ય સ્પષ્ટ બતાવી આપે છે કે વિશ્વકર્માઓ શૂદ્રતો નથીજ પણ એથી ઉલટું, જો આપણે ઉપર લખેલા પ્રમાણોને માન્ય કરીએ તો તેઓ પૃથ્વીતળ પરના સર્વમાં શ્રેષ્ઠ એવા વંશમાં ઉત્પન્ન થએલા છે.



## પ્રકરણ ૨૯ મું.

## મહા મુડલી આર રેબલ.

યુરોપીઅનોએ આ ટાપુ જીત્યા પછી તેના ગવર્નરોએ વિશ્વકર્માઓ તરફ કેવો આદરભાવ બતાવ્યો તે આપણે છેવટે જોઈએ.

સીલોનના વલંદઓની હકુમતના સમયમા મતારાના કીલ્લામાં એક સૂરવીર સિંહાલીઝ રહેતો હતો. એના જેવો સીલોનમાં તે પછી કોઈ નર પાકયો નથી અમે ડોન એન્ટોનીઓ રેબલ વિજેન્દ્ર વિજયસિંહ વિષે કહીએ છીએ. તે વિશ્વકર્મા જ્ઞાતિનો હતો. તેના મહામુડલીઆર પદવી ધારણ કરવાના પ્રસંગનું યશોગાન કરી ચિરંજીવ બનાવવાને રેબલના સમકાલીન કવિ-કવિશેખર મલવરે **'રેબલ વાર્ગનાવ'** નામનુ પુસ્તક રચ્યું છે. આ કાવ્યનું સૌન્દર્ય આ જાતના બીજા સર્વ કાવ્યોના સૌન્દર્ય-ની તુલનામાં ઉતરી શકે એવું છે. આ કાવ્યમાં રેબલની ઉત્પ-ત્તિ મનુ, જે પછીનાજ જમાનામાં રાજા મહાસમ્મન્ત કહેવાતો હતો તેના વંશમાં બતાવી છે. મનુને દેવ તરીકે પૂજતા અને વિશ્વકર્મા જ્ઞાતિના આદ્ય ઉત્પાદક ભગવાન વિશ્વકર્માનો જ્યેષ્ઠ પુત્ર હતો, આ મહાન મનુ, જે જ્ઞાતિએ અને ધંધે લોહકાર હતો, તેનાથી સૂર્ય, ચોલા, અને ચાલુકય, એ ત્રણ પ્રખ્યાત રાજવંશો પોતાની ઉત્પત્તિ ગણાવે છે, અને પાછળથી બુદ્ધપદને પ્રાપ્ત કરનાર યશસ્વી કુમાર સિદ્ધાર્થ આ ત્રણમાંના પહેલા વંશમાં જન્મ્યો હતો.

ખ્રીસ્તી સંવતના આઠમા સૈકામાં રાજા દપુલુસેને દેવીનુવારા (હાલનું દોન્દ્રા)માં આવેલું મોટું મંદીર બંધાવ્યું. વિષ્ણુની રાતા સુખડની મૂર્તિ પધરાવવામાટે આ મંદીર બંધાવવામાં આવ્યું હતું. આ પવિત્ર મકાન રચવાને માટે તેણે હિન્દુસ્થાનમાંથી

**તરચ્ચ અગર વિશ્વકર્મા જ્ઞાતિના કેટલાક કુશળ કારિગરો સીલોનમાં બોલાવી મંગાવ્યા.** આ કારિગરો મારપાલુવામાં વસાહત સ્થાપીને રહ્યા. આ કારિગરો પૈકી ઉલ્કમાત કરતાં વધારે પ્રખ્યાત કોઈ નહોતો, અને એન્ટોનીઓરેબલ તેના વંશમા સીધો ઉતરી આવેલો હતો.

૧૮૬૧ની ૨૩ મી એપ્રીલને દિવસે રેબલને મહા મુડલીઆર બનાવવામાં આવ્યો, આના વધારામાં તે મતારાનો આડીગાર. ગીરૂવાડો લોરડામ કોરેલનો મુડલીઆર, એથબંદન અગર કુરૂવે મુડલીઆર, દાણા પરના જકાત ખાતાનો વડો (અધ્યક્ષ) અને મતારા અને કોલંબો બન્ને ઠેકાણેના લેન્ડ્રાઆડ એટલે કારોબારી સભાનો તે સભ્ય હતો. આ કાવ્યમાં કહ્યું છે, અને ઈતિહાસકાર બાલ્ડચસ પણ એ વાતને ટેકો આપે છે, કે રેબલને મહા મુડલીઆરની પદવી મળી તે વખતે એ મહાપુરૂષ તરફના સન્માનના ચિહ્ન તરીકે ભયંકર ગુનેહગારો માટેના અંધાર કેદખાનાઓમાં સડતા કેદીઓ સુદ્ધાંતના બધા કેદીઓને છોડી મુકવામાં આવ્યા હતા. વળી, તે સીલોનમાંના વલંદા લશ્કરનો એક સેનાપતિ હતો. કોટ્ટાના સિંહાલીઝ રાજાના સૈનિકોનો તેને ઘણીવાર ભેટો થયો હતો, અને તેઓને તેણે ઘણીવાર હરાવ્યા હતા. ૭૦૨ પાના ઉપર બાલ્ડચસ એક બનાવ વર્ણવે છેઃ—

"મતારાનો વતની, અને આપણી નોકરીમાંનો એક શૂરવીર સિંહાલીઝને નામે રેબલ હકમાનાની બહાર ગયો. આ પ્રસંગે તેના અંગરક્ષકોમાં દસ યુરોપીઅન સૈનિકો, ૧૫ લશ્કરીન ગાર્ડ, એક સાર્જન્ટ અને બીજા કેટલાક હતા. કિલ્લામાંથી રેબલની ગેરહાજરીની ભાળ સિંહાલીઝ લશ્કરના સેનાપતિ ને મળવાથી તે ગઢને ધસારાથી કબજે લેવા માટે તેણે એકસો માણસની એક ટુકડીને મોકલી. આ બનાવની માહીતી મળવાથી રેબલ એકદમ પાછો આવ્યો, અને શત્રુઓના વધારે સંખ્યા બળથી જરાપણ ગભરાયા વગર તેમના પર તૂટી પડયો, અને

તેમને એવી સજ્જડ હાર ખવાડી કે તેઓ સંપૂર્ણ અવ્યવસ્થા અને ગભરાટમાં પડયા અને નાસી ગયા. ” રેબલના સાહસથી સિંહાલીઝ રાજાને એટલો અચંબો લાગ્યો કે આવા નામોશી ભર્યા બનાવથી રોષે ભરાવાને બદલે આ શૂરવીર માણસ માટે તેને વાવટા, સોનાની માળા, રત્ન જડીત ચંપલો, અને એક તરવાર ભેટ મોકલી આપી.

આ સમર્થ યોદ્ધાને આવું સન્માન આપતી વખતે રેબલ કોણ હતો તે સિંહાલીઝ રાજાને પુરેપુરી ખબર હતી. વળી એક સિંહાલીઝ રાજાના મુબારક હાથોથી માત્ર ઉચ્ચ જ્ઞાતિના પુરૂષોજ મેળવવાની આશા રાખી શકે એવી જાતની આ બક્ષિસની વસ્તુઓ હતી. રેબલની જ્ઞાતિ તેને (રેબલને) આવી ભેટો માટે અધિકારી થવાના કારણ રૂપ હતી.

સીલોનના વલંદા વહીવટદારોએ જેટલા માણસોને મહા-મુડલીઆરો બનાવ્યા તે બધામાં એન્ટોનીઓ રેબલ પ્હેલો અને જેની સરખામણી પણ થઇ શકે નહિ એવો પ્રખ્યાત હતો. તે એક શૂરવીર યોધ્ધો હતો અને તેના દેહના રક્ષણ માટે રાજ્ય તરફથી યુરોપીઅન અને સિંહાલીઝ સૈનીકોને અંગરક્ષક તરીકે નીમવામાં આવ્યા હતા. આ એવા પ્રકારના માનનું ચિન્હ છે કે અદ્યાપિ પર્યંત બીજો કોઇ સિંહાલીઝ માણસ એવું માન પામવાને ભાગ્યશાળી નિવડયો નથી.

સને ૧૬૬૧ માં સીલોનના ગવર્નર નામદાર એડમીરલ રાય કલૉફ્ફ વોન ગોએન્સે પ્રજા સત્તાક રાજ્યની એન્ટોનીઓ રેબલે બજાવેલી અમૂલ્ય સેવાના બદલા તરીકે તેને એક સુવર્ણનો ચાંદ એનાયેત કર્યો, સીલોનની વલંદા સરકાર તરફથી કોઈ પણ માણસને અપાયેલો આવો ચાંદ પહેલ વહેલોજ હતો. આ ચંદ્રક હજુ પણ મોજુદ છે. અને મતારામાં રેબલના એક વંશજના કબજામાં છે. રોયલ એશીઆટીક સોસાયટીની સીલોનની શાખા નં ૧૮૦૩ ની સાલના ૧૮ મા પુસ્તકના ૫૪માં અંકમાં પ્રગટ થએલા ‘ નોટસ ’ ઓનએડચ

મેડલ, એ નામના પોતાના લેખમાં મી. પોલપીએરીસ સેબ નામના માણસને રેબલ તરીકે માની લેવાની ગંભીર ભૂલ કરે છે, અને તેને આ 'બેલ્ડેનીઆનો એક માણસ જે માછલી પકડવાના આંકડા બનાવીને દરીઆ કાંઠાના માછીઓને વેચીને ગુજરાન ચલાવતો હતો." એવી રીતે વર્ણવે છે. મી. પીએરીસે વર્ણવેલા બધા વૃત્તાંતો બાબરેન્દામાં આવેલા બેલ્ડેનીઆના સેબના જીવનને લાગુ પડે છે, અને નહિ કે રેબલના જીવનને લાગુ પડે છે. રેબલના માત પિતાની સમૃદ્ધિ એટલી હતી કે તેમના સંતાનને જીવન નિર્વાહને માટે માછલીના આંકડા બનાવવા અને વેચવા નો ધંધો કરવાની બીલકુલ આવશ્યકતા રહેતીજ નથી. આ મહા પુરૂષ, એન્ટોનીઓરેબલ માટે ઈતિહાસકાર વેલેન્ટાઈને ડચ ભાષામાં ઘણું લખ્યું છે. તેના બધા પરાક્રમોનું વર્ણન કરવું આહિંઆ અસ્થાને થઈ પડે, પણ જે થોડું પણ અમે ઉપર આપ્યું છે તે આ સિંહાલીઝ વીરના ચારિત્ર્ય અને ઓજસનો પુરતો ખ્યાલ આપી શકશે. આજ વર્ષમાં એન્ટોનીઓ રેબલને મતારાનો આડીગાર બનાવવામાં આવ્યો અને તે પછીથી આજ ઉપનામથી. સાધારણ રીતે ઓળખાતો.

કોલમ્બોની લેન્ડ્રાઆડ કાઉન્સીલ, જેનો રેબલ એક સભ્ય હતો. અને જેને વિષે આજ પ્રકરણમાં વર્ણન કર્યું છે, તેમાં નીચેના માણસો હતાઃ—

(૧) પીએર ડુપોન્ટ, દીસાવા,
(૨) એન્ટે વર્લોઝ, લેફ્ટેનન્ટ દીસાવા,
(૩) પાસ્રડ્યુમ કોરેલનો કેપ્ટન,
(૪) ડોન જુઆન, ડીકોસ્ટા મુડલીઆર
(૫) મતારાનો આડીગાર (એન્ટોનીઓ રેબલ)
(૬) સાલ્વે પન્ડાર મુડલી આર
(૭) નેગોમ્બોનો પ્રમુખ

મતારા લેન્ડ્રાઆડમાં પાંચજ સભ્યો હતા. તેમના નામ નીચે પ્રમાણે છે:—

(૧) લેફ્ટેનન્ટ હરમન વેનાન્ડ્ઝ, ગાલેનો કેપ્ટન

(૨) હાન્સ જેકબ બોએઝ, એન્સાઈન

મતારામાંના હાથીઓની દેખરેખ રાખનાર

એન્સાઇન જોઅન બેઝ,ઇલાયચીને લગનાં ખાતાનો કેપ્ટન

[૪] ડોન જુઆન ડીકોસ્ટા, રાજ પક્ષ મુડલી આર; અને

(૫) મતારાનો આડીગાર મી. એન્ટોની અરેબલ.

આપણા દ્વિપને યુરોપીઅનોએ જીતી લીધા પછી, એન્ટોનીઓ રેબલના જેટલો યશસ્વી અને તેના જેટલી સત્તા ભોગવનાર બીજો કોઈ સિંહાલીઝ પુરૂષ થયોજ નથી. આ મહાન્ અમીરની સરખામણીમાં પાછલા જમાનામાં થએલા ગેવી મુડલીઆરો તદ્દન ઝાંખાજ લાગે છે. તેની પ્રતિષ્ઠા એટલી બધી હતી, અને તે એટલી બધી સત્તા ધરાવતો હતો કે સીલોનના વલંદાના તાબેના પ્રાંતોમાં બીજા ગર્વનર તરીકેજ તે મનાતો. મનુષ્યને મૃત્યુની સજા ફરમાવવાનો તેને અધિકાર હતો.

તેને બધા પક્ષો તરફથી એક સરખું માન મળતું. તેનો જાહેર જુસ્સો અને સખાવત સીલોનમાં અદ્વિતિય હતા. પોતાના દેશબંધુઓના લાભ માટે તેણે બંધાવેલા જળાશયો, તૈયાર કરાવેલા રસ્તાઓ, રોપેલી કુંજઘટાઓ એ બધું હાલના સમય સુધી તેની મહત્તા અને ઉદારતા અબાધિત પરિચય કરાવે છે. તેના સમયનો તે સર્વ શ્રેષ્ઠ સિંહાલીઝ પુરૂષ હતો, અને તેના પછી તેની બરોબરી કરે એવો કે તેનાથી વધી જાય એવો કોઈ જન્મ્યો નથી.

અમો આગળના એક પાનામાં કહી ગયા છીએ કે મહાન શિલ્પકાર ઉલ્કમાતનો વંશજ હોવાથી રેબલ મનુનોજ વંશજ હતો. અમે એ હકિકત પણ વર્ણવી છે કે વિજયથી માંડીને મહાસેન સુધીના સીલોનના બધા રાજાઓ

એજ મૂળમાંથી સીધા ઉતરી આવવાનો દાવો કરતા હતા આ તેજ જ્ઞાતિ છે કે જેને ગોવી અને સીલોનની બીજી કેટલીક જ્ઞાતિઓ હલકી પાડવા મથે છે. આવી જ્ઞાતિના મનુષ્ય ગણવામાં અગર આવા મૂળમાંથી ઉત્પન્ન થવામાં જો લાંછન ગણાતુ હોય તો એ એવી પ્રકારનું લાંછન છે કે જેનાંથી કોઇપણ પ્રમાણિક માણસ શરમાય નહિ. **ડોન એન્ટોનીઓ રેબલ વિશ્વકર્મા જ્ઞાતિનો પુરૂષ હતો. તેથી એક બ્રાહ્મણ હતો.** (જુઓ ત્વષ્ટ્રા-ચરિત અને શંકર વિજય.)



લેખનું ભાષાંતર નીચે પ્રમાણે છે—

"બેટમાસના ઉપલા વર્ગના વાઈડેન અને ડોલોસડાસ કોરેલના કોરલ મી. એન્ટોનીઓ રેબલને તેણે બજાવેલી સારી સેવા માટે એડમીરલ રાયકલોફ્ફ વાન ગોઓન્સે સને ૧૬૬૧ માં એનાયત કર્યો."

Ceylon ( સીલોન )

OVC

Iacht Meester ( ઇઆટ મીસ્ટર )

ઇઆટ મીસ્ટર અગર જાઆગ મીસ્ટર નો અર્થ માસ્ટર ઓફ્હન્ટ એટલે શિકારનો સ્વામી એવો થાય છે. એન્ટોનીઓ

રેબલ પહેલો માસ્ટરઓફહન્ટ હતો. ચાંદ ઉપરનો લેખ જે એવું જણાવે છે કે એટ માસના અને ડોલોસ્ડાસકોરેલના મુખ્ય વાઇડેન એન્ટોનીઓ રેબલને તે સને ૧૬૬૧ માં એનાયેત કરવામાં આવ્યો હતો, આ લેખને સ્પષ્ટ કરવાની જરૂર છે. સને ૧૬૫૯ ના વરસની આખરે હકમાના, નલગામા, અને હુનુમુનામાં રેબલે મેળવેલા વિજયની બાતમી મળતાં, નામદાર રાયકલોફ્ફ વાનગોએન્સે આ ચાંદને માટે હોલેન્ડ હુકમ મોકલ્યો. તે કાળમાં કેપ ઓફ ગુડ હોપ ને રસ્તે કરવામાં આવતી લાંબી મુસાફરી સાડાત્રણ મહિને પુરી થતી. અને નેધર લેન્ડ ઇસ્ટ ઇન્ડીઆ કમ્પની અને 'કોલેજ ઓફ સેવન્ટીન ડાયરેક્ટર્સ' ની ઓફીસોમાં જરૂરી કારણસર થએલી ઢીલ અને ચાંદ બનાવવામાં થએલો વખત એ બધું મળીને આઠ મહીના થયા હશેજ. ૧૬૬૧ ના જાન્યુઆરીની શરૂઆતમાં ચાંદ સંપૂર્ણ થયો, અને કોતરનારાઓએ પુરા થવાની સાલ નાખી એ ચોખ્ખું છે. સને ૧૬૬૧ ના એપ્રીલ માસની ૨૩ મી તારીખે આ ચાંદ એનાયત કરવામાં આવ્યો, એ ઉપરથી એટલું સ્પષ્ટ છે કે હોલેન્ડના અધિકારીઓએ ચાંદ પૂરો થયા પછી તેને સીલોન મોકલવામાં જરા પણ સમય બગાડયો નહિ હોય. એ પણ જાણવા જેવું છે કે નામદાર રાયકલોફ્ફ વાનગોએન્સ તા. ૨૧ મી જુન સને ૧૬૬૧ ને રોજ ગવર્નર એડ્રીઅન વાનદર મેડનને આપેલી સૂચનામાં પ્રખ્યાત સિંહાલીઝ યોદ્ધો અને મતારાનો એડીગાર મી. એન્ટોનીઓ રેબલ' એવો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે, આ બધું જોતાં એ કોઈપણ જાતના સંશયના કારણ વિના સ્પષ્ટ જણાઈ આવે છે કે ઉપર વર્ણવેલાં નિરવધિ સન્માન પ્રાપ્ત કરનાર ડોન એન્ટોનીઓ રેબલજ હતો. અને રેબલે વર્ણવવામાં આવેલા ચંદ્રક પ્રદાનના પ્રસંગના વર્ણનમાં એનુંજ સૂચન કરવામાં આવેલું છે

સીલોનની ગોવીજ્ઞાતિના કોઈ એક યુવાન સનંદી નોકરે (સીવીલ સર્વંટે) આ કીર્તિમંત પુરૂષ તરફ કેવો ભાવ દર્શાવ્યો છે!

આ ચંદ્રક વિષે બોલતાં રેબલની જ્ઞાતિની આ સનંદી નોકરે નીચ મશ્કરી કરી છે. કેવો ભ્રમ! જ્ઞાતિ સંસ્થાને લગતુ સાહિત્ય ઘણું વિશાળ છે. એવા થોડાજ ભાગ્યશાળિ હોય છે. જેમને આ અસાધારણ વિષયનો અભ્યાસ કરવાને ફુરસદ અને વલણ બન્ને હોય, અને આ થોડા ભાગ્યશાળીઓમાં પાશ્ચિમાત્ય વિદ્યાવાળા સ્વમાન્ય રીતે સ્થાન લેતા નથી. રેબલની જ્ઞાતિને હલકી પાડવાનો પ્રયત્ન આ યુવાન સનંતી નોકરને આ વિષયનું બહુ જ્ઞાન હોય એની અમને ઘણીજ શંકા છે. કારણ કે જો તેને જરા પણ જ્ઞાન હોય તો પોતાની જ્ઞાતિ જેને તે જુવાનીના નિર્દોષ ભાવમાં ઘણી ઉચ્ચ જ્ઞાતિ માને છે તે કેટલી આક્ષેપોને પાત્ર છે તે જાણતો હોય અને તેથી રેબલની જ્ઞાતિ બાબત મુંગા રહેવાનું ડહાપણ તેણે આપ્યું હોત. આ બધા દોષોનું નિવારક ઔષધ માત્ર કેલવણીજ છે.



## પ્રકરણ ૩૦ મું.

# ગોવીલોકો યુરોપીઅનોને કેવી રીતે દોરે છે તે વિષે.

સીલોનના ગોઇગામ લોકોને જાણે પોતાની જ્ઞાતિ સર્વ પ્રકરના અપવાદોથી મુકત હોય તેમ બીજી જ્ઞાતિઓને ઉતારી પાડવાની નુકસાન કારક ટેવ અને પ્રથા પડી ગઈ છે. આ એવી મૂર્ખ પ્રથા છે કે જેથી તેમની જ્ઞાતિનેજ ભારે નુકસાન થાય છે. કારણકે તેમની જ્ઞાતિમાં જરા પણ ઉંડી તપાસ કરવામાં આવેતો તે પોતાનું ગૌરવ સાચવી શકે એમ નથી. બીજી જ્ઞાતિઓએ આવી ઉશ્કેરે એવી નાલેશી તરફ જે બહારથી બેદરકારી બતાવી છે તેથી આ નિંદાખોરોને તેઓની વિરૂદ્ધના ટીકાકારોની ટીકાઓમાંથી મુકિત મળી છે અને તેઓ જે તુચ્છકારને લાયક છે તે તુચ્કારમાંથી બચી જવા પામ્યા છે, આ બેદરકારીની જગ્યા હવે પ્રવૃત્તિમયજ વિરોધ અને સ્પષ્ટ રીતે પક્ષસમર્થન કરવાના પ્રયત્નોએ લીધી છે. વિશ્વબ્રાહ્મણો એટલે સીલોનના વિશ્વકર્માઓને જ્ઞાતિ સંસ્થાના સવાલનું મૂળ તપાસવાની અને જનસમાજ આગળ વસ્તુ રૂપે પ્રકટ કરવાની પોતાની ખાસ ફરજ લાગી છે, અને પોતાનું ધારેલું કામ પાર પાડવા માટે તેઓ સર્વ ભેગા મળ્યા છે.

આપણે આપણા મૂળ વિષય ઉપર પાછા આવીએ અંગ્રેજી રાજ્યના આરંભ કાળમાં વિશ્વકર્મા જ્ઞાતિના લોકો રાજ્યની વિશ્વાસપાત્ર ‘પદવીઓમાંની અગત્યની જગ્યાઓ પર હતા લોર્ડ ટોરીંગટનની હકુમત દરમ્યાન નિયરમ્પા ગ્રામભોજકને મતાલે જીલ્લાનો મુડલીઆર બનાવવામાં આવ્યો હતો સિંહાલીઝ રાજાઓના સમયમાં ગ્રામ ભોજકની જગ્યા ઘણી અગત્યની હતી. હાલના વખતના ઉપલાણના પ્રદેશના રેદ

મહાત્માની પદવી એક ગ્રામ ભોજકની પછાતના દશાંશ જેટલું પણ વજન ધરાવતી નથી.

હવે સમય બદલાઇ ગયો છે, ગોવી લોકોની ખટપટને પરિણામે અંગ્રેજ અમલદારો છેતરાયા છે, અને તેથી કેટલીક પદવીઓ તે જ્ઞાતિનાજ લોકોને માટે અલગ રાખવામાં આવી છે, અને વિશ્વકર્માઓ, જેઓ પુરાતન કાળથી ટાપુમાં માન અને વિશ્વાસની કોઇ પણ પદવી ધારણ કરવાને સંપૂર્ણ રીતે યોગ્ય મનાય છે, તેઓને આવી જગ્યાઓથી બાતલ રાખવામાં આવ્યા છે. સીલોનના ગોવીલોકોને આમ પુરાતન કાળથી યોગ્ય ગણવામાં આવ્યા હતા, એવું કહી શકાય એમ છેજ નહિ, કારણકે કોઇ-પણ ગોવી જ્ઞાતિના માણસને વિશ્વાસ પાત્ર પદવી આપવી નહિ એવું ફરમાન રાજા નિઃશંકમલ્લે જાહેર કર્યું હતું, અને આ ફરમાનને યાવચ્ચંદ્ર દિવાકરૌ બનાવવા માટે તેને શિલા ઉપર કોતરાવ્યું હતું. રાજાના આ આજ્ઞાપત્ર પરથી આપણા હાલના રાજકર્તાઓ કોઈ કોઇ વાર બોધ લે તો સ્થીતિ વધારે સારી થાય.

સીલોન કે જે બ્રીટીશ રાજ્યની હકુમત નીચેનો એક દેશ છે, એવા દેશમાં પણ એક એવું ખાતું છે કે જેમાંની બધી નાની નોકરીઓમાં ગોવી જ્ઞાતિના લોકોને નિમવામાં આવે છે બ્રીટીશ ન્યાયની પુરેપુરી મશ્કરી કરાવે એવો આવો રીવાજ એક અંગ્રેજના વહીવટ નીચેના ખાતામાં આજ સુધી કેવી રીતે રહેવા પામ્યો હશે, તે સમજી શકાતું નથી. કોઈ ગોવી ખટપટને પરિણામેજ આ રીવાજ ઉત્પન્ન થયો છે એમાં જરા-પણ શક નથી. અમને એવો ભય લાગે છે કે, સીલોનમાં ગોવી-જ્ઞાતિ સર્વોત્તમ છે એવી મિથ્યા ભ્રાન્તિનું આ પરિણામ છે. આ ભ્રાન્તિ જેમ વહેલી નાશ પામે તેમ સીલોનની પ્રજામાટે વધારે લાભદાયી છે .પણ આવો તિરસ્કાર પૂર્ણ રીવાજ હજી નાશ નથી પામ્યો એજ નવાઈ છે. આથી કોઈ પણ દેશમાંના આંતરિક ઉત્પાતો કેવા જુસ્સામાં પ્રગટી ઉઠે ! પ્રજાના કલ્યાણ અને મહ-ત્વાકાંક્ષાને કેવો ફટકો લાગે ! ટાપુમાંથી જુદી જુદી જ્ઞાતિઓમાં

છાપ્યાં અને શત્રુતા ઉત્પન્ન કરવાના આશયથીજ જાણે તેની વ્યવસ્થા પૂર્વક યોજના કરી હોય એમ લાગે છે. પ્રજાના કુદરતી હક્ક પર આ એક ખુલ્લો હુમલો છે. આ હુકમ ફરમાવનાર તે ખાતાવાળાઓની જેટલે દરજ્જે કસુર છે તેથી ઘણે વધારે દરજ્જે જે લોકોએ આવો હુકમ કરાવવાની ખટપટ કરીને તે પસાર કરાવ્યો તેઓની કસુર છે. ખરેખર, રાષ્ટ્રના એક અંગના કુદરતી હકકોની અવગણના કરવાથી આખા રાષ્ટ્રની પ્રગતીને ભયંકર વિક્ષેપ પહોંચે છે એવું સમજવાને કાંઇ બહુજ રાજનૈતિક શાણપણની જરૂર નથી. આખી પ્રજાના હકકોના નાશથી તેમના પોતાના હકકો પણ નાશ પામે છે એવો પાઠ આપણા દેશ બંધુઓ હવે કયારે શીખશે ?



## પ્રકરણ ૩૧ મું.

## જ્ઞાતિ સંસ્થા—એક ત્રાસદાયક દુષણ.

આપણું વર્ણન આગળ ચલાવીએ. અખીલ માનવ સમાજની માફક પ્રાચિન કાળમાં બધા આર્યો જન્મથી એકજ પંક્તિના હતા, પરંતુ સમયના વહેવા સાથે તેમના ચરિત્યને લીધે તેમનામાં ભેદ પડવા લાગ્યા, અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ વર્ગોમાં તેઓ વહેંચાઇ ગયા. આમાં ચોથાથી પહેલા ત્રણ, ત્રીજાથી પહેલા બે, અને બીજાથી પહેલો વર્ગ એમ ઉત્તરોતર ઉત્તમ વર્ગના ગણાયા. શૂદ્રોની માફકજ પહેલા ત્રણ વર્ણોમાં પણ સારા અને નરસાનું મિશ્રણ હતું પહેલાં ત્રણ વર્ગમાંના બધા કાંઈ સર્વ રીતે સારા નહોતા તેમ ચોથા વર્ગના સ્વભાવિક રીતેજ કાંઈ દુષ્ટ નહોતા. ચારીત્યજ માત્ર સારા નરસાં પણાનો નિર્ણય કરી શકે છે. એક જ્ઞાતિ બીજી જ્ઞાતિથી ઉત્તમ છે એ માન્યતા એવી જાતની ધારણા ઉપર રચાઇ છે કે જે ધારણા મૂળમાંથીજ ખોટી છે. એક માણસ બીજાથી સારો છે એવી ધારણા એકદમ કબુલ કરી શકાય તેવી છે, પણ એક જ્ઞાતિ બીજી જ્ઞાતિથી ઉત્તમ છે એવી ધારણા સમજણમાંજ ઉતારવી અશકય છે, અને મૂળમાંથીજ અસત્ય છે.

જ્ઞાતિ સંસ્થા એ સર્વ પ્રકારના સંપ સને સહકારમાં વિક્ષેપ નાખે એવું દૂષણ છે. મ્હારા દેશ બંધુઓ, તમને અને તમારા દેશને અવર્ણનિય દુઃખો ઉત્પન્ન કરે એવો એતો હડહડતો શાપ છે. ચાળીસ વર્ષ પહેલા જાપાનના કરતાં વધારે જુના વિચારનો અને જ્ઞાતિ સંસ્થાના પાલનમાં વધારે ચૂસ્ત એવો બીજો કોઇ દેશ નહોતો. જ્યાંસુધી તેઓ આ પ્રથાની સત્તા નીચે હતા ત્યાંસુધી તેઓ સ્વતંત્ર રાજ્યો લગભગ છેક છેલ્લી પાથરીએ હતા; પણ તેઓએ સંયુક્ત થઇને ઠરાવ કર્યો, અને

આ ઘોર સંસ્થાનું જડ મૂળ કાઢ્યું આનું પરિણામ આજે ઝળકતા સ્વરૂપમાં આલેખાએલું આપણે જોઇએ છીએ. જ્ઞાતિ, એ અધમ, અર્થહીન, નીચ અને કારણ વગરની સંસ્થા છે. આપણે બધા એક જાતિ, સિંહાલીઝ જાતિ ના સંતાનો છીએ, કે જે જાતિ એક વખત ઇતિહાસમાં ઘણીજ મશહૂર હતી, અને અફસોસની વાત એ છેકે હાલમાં આટલી અધોગતિને પામી છે જુઓ આપણે કેટલા વિભકત છીએ? આ કુસંપ આ સંગઠ્ઠન સામેનો વિરોધ, અને આપણા પોતાના હિતને માટે સહકાર તરફની બેદરકારી—એ તમામ, આ ત્રાસ જનક દૂષણ —જ્ઞાતિ સંસ્થાનાંજ સ્પષ્ટ અને ગજબનાક પરિણામ છે. આપણે આ દૂષણને ચાલૂ રાખીશું કે! જાપાને આપણને બતાવેલો દાખલો અનુસરીશું, અને ભ્રાતૃભાવનો વિનાશ કરનાર નાગરીક હકોનો ધ્વંસ કરનાર, અને સંપ, મીઠાશ અને પ્રગતિના માર્ગમાં લગભગ અજીત અંતરાયો ઉભા કરનાર આ વિકારને કચડી નાખીશું? આ પ્રશ્નનો જલદીથી અને ચોખ્ખો ઉત્તર આપવાનું કામ તમારૂં છે, અને આ ઉત્તર ઉપરજ ત્હમારૂં રાજકિય અસ્તિત્વ અને રાષ્ટિય પુનરૂદ્ધાર આધાર રાખે છે.



# શૂદ્ધિપત્ર.

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૩ | સિદ્ધિ | સિદ્ધ |
| ૩ | ૧૮ | પ્રયોજ | પ્રયોજન |
| ૮ | ૨૦ | અશે | અંશે |
| ૯ | ૧૩ | પ્રજાપાતએ | પ્રજાપતિએ |
| ૧૧ | ૧૫ | સદ્યો જાતમાંથી | સદ્યોજાતમાંથી |
| ૧૬ | ૬ | विधीय ते | विधीयते |
| ૧૫ | ૧૭ | नच्छिखम | तच्छिखम |
| ૨૦ | ૨ | બ્રાહ્મણા | બ્રાહ્મણો |
| ૨૪ | ૧૪ | જ્ઞાતિઓના | જ્ઞાતિઓની |
| ૧૨ | ૨૧ | મહતા | મહત્તા |
| ૧૪ | ૪ | શૂદ્રા | શૂદ્રો |
| ૧૬ | ૫ | અગ્રજસ્યા | અગ્રજન્સ્યા |
| ૧૭ | ૧૬ | સૂર્યવંશજો | સૂર્યવંશનો |
| ૨૩ | ૮ | પુંરોહિતો | પુરોહિતો |
| ૨૫ | ૪ | વિશ્વ બ્રાહ્મણોએ | વિશ્વબ્રાહ્મણોએ |
| ૩૦ | ૨૪ | દેવ બ્રાહ્મણ | દેવબ્રાહ્મણ |
| ૩૪ | ૬ | તો | તે |
| ૩૬ | ૨૧ | ભથ્થું | ભથ્થુ |
| ૩૮ | ૧૯ | મેજીસ્ટ્રટનો | મેજીસ્ટ્રેટનો |
| ૪૫ | ૨ | અક | એક |
| ૪૬ | ૧૩ | વિધિ | વિધ |
| ૩૫ | ૨૯ | નિર્ભતાથી | નિર્ભયતાથી |
| ૫૧ | ૨ | શ્રેષ્ટત્વ | શ્રેષ્ઠત્વ. |
| ૫૩ | ૧૯ | ज्ञातीन्या | ज्ञातीन्वा |
| ૫૯ | ૨ | ગણુવા | ગણાવા |

| | | | |
|---|---|---|---|
| ૬૫ | ૫ | ગેઆટીયરનું | ગેઝીટીયરનું |
| ૭૧ | ૨૧ | રાષ્ટ્રય | રાષ્ટ્રિય |
| ૭૪ | ૭૫ | જ્ઞાનિનું | જ્ઞાતિનું |
| ૭૪ | ૧૮ | અને | અમે |
| ૭૬ | ૨૩ | ાવરોધ | વિરોધ |
| ૮૬ | ૨૦ | તરહેલુબા | તરહેલુવા |
| ૮૮ | ૨ | यावाजा | यावाचा |
| ૯૫ | ૨૭ | બાધીરાજ | ઓધીરાજ |
| ૧૦૪ | ૨૦ | રાષ્ટ્રય | રાષ્ટ્રિય |
| ૧૦૯ | ૧૮ | ધધો | ધંધો |
| ૧૦૨ | ૨૦ | ભીજી | બીજી |
| ૧૧૫ | ૩ | ધમકીંનો | ધમકીનો |
| ૧૨૦ | ૮ | અપક્ષયત | અપક્ષપાત |
| ૧૧૬ | ૫ | ાવશ્વકર્માઓ | વિશ્વકર્માઓ |
| ૧૧૭ | ૫ | જ્ઞાતના | જ્ઞાતિના |
| ૧૨૬ | ૬ | જેનાંથી | જેનાથી |
| ૧૨૮ | ૧૧ | જ્ઞાનિ | જ્ઞાતિ |
| ૨૪ | ૨૩ | વિશ્વ બ્રાહ્મણો | વિશ્વબ્રાહ્મણો |
| ૫૧ | ૨૬ | निश्वकर्मा | विश्वकर्मा |



